હૅમ્લિન્સ્મિથ, બર્નાર્ડસ્મિથ અને કૉલેંજોના અંગ્રેજી તથા
લાલશંકરના ગુજરાતી અંકગણિતમાંના અને સને
૧૮૫૯ થી ૧૮૮૯ સુધીની મેટ્રિક્યુલેશન પરિક્ષાના
સવાલમાંના, કોઠા સહિત, પરચુરણ

# અધૂરા દાખલા,

ટી=ખુલાસા સહિત

---

મેટ્રિક્યુલેશન, સ્કૂલ ફાઈનલ તથા પબ્લિક સર્વિસ પરિ-
ક્ષાઓના ઉમેદવારો અને અંગ્રેજી તથા ગુજરાતી
સ્કૂલોના ઉપલા ધોરણના વિદ્યાર્થિઓને માટે:—

**પ્રસિદ્ધકર્તા.**

**પરભુદાસ નાગરદાસ કીનારીવાળા.**
લોકહિતેચ્છુ સભાના મેમ્બર.—ભરૂચ.



**અમદાવાદ.**

યુનિયન પ્રિન્ટિંગ પ્રેસમાં છાપ્યા.

સને ૧૮૮૯. સંવત ૧૯૪૫.

---

કિંમત રૂ૦-૧૨-૦.

૪૦૦૩

હેમ્બ્લિનસ્મિથ, બર્નાર્ડસ્મિથ અને કોલેંઝોના અંગ્રેજી તથા લાલશંકરના ગુજરાતી અંકગણિતમાંના અને સને ૧૮૫૯ થી ૧૮૮૯ સુધીની મેટ્રિક્યુલેશન પરિક્ષાના સવાલમાંના, કોયડા સહિત, પરચુરણ

# અઘરા દાખલા,

## કી=ખુલાસા સહિત

---

મેટ્રિક્યુલેશન, સ્કૂલ ફાઈનલ તથા પબ્લિક સર્વિસ પરિક્ષાઓના ઉમેદવારોને અને અંગ્રેજી તથા ગુજરાતી સ્કૂલોના ઉપલા ધોરણના વિદ્યાર્થિઓને માટેઃ—

**પ્રસિદ્ધકર્તા.**

**પરભુદાસ નાગરદાસ કીનારીવાળા.**

લોકહિતેચ્છુ સભાના મેમ્બર.—**ભરૂચ.**



**અમદાવાદ.**

યુનિયન પ્રિન્ટિંગ પ્રેસમાં છાપ્યા.

સન ૧૮૮૯. સંવત ૧૯૪૫.

કિંમત રૂ૦-૧૨-૦.

# પ્રસ્તાવના.

ગણિતનો વિષય ઘણો કઠણ છે તેથી પરિક્ષાઓમાં ઘણાક ઉમેદવારો એજ વિષયમાં નપાસ થાયછે. વળી પબ્લિક સર્વિસ સર્ટિફિકેટ પરિક્ષાના ઉમેદવારોને વારંવાર એવું કહેતાં સાંભલ્યા છે કે–અંગ્રેજી અંકગણિતમાંના હિસાબ અમને આપેછે તેથી નપાસ થઈએ છીએ. તેમજ અંગ્રેજી સ્કુલોમાં ઘણાંખરા વિદ્યાર્થિઓ અગ્રેજીમાં લખેલા હિસાબ બરોબર સમજી શકતા નથી માટે અંગ્રેજી તથા ગુજરાતી નિશાળના વિદ્યાર્થિઓને માટે આ પુસ્તક ઘણો શ્રમ લઈ તૈયાર કીધું છે. હરકોઈ અંગ્રેજી અથવા ગુજરાતી અંકગણિતના પાછલા ભાગમાં આપેલા દાખલા અઘરામાં અઘરા હોયછે તેમજ વળી પરિક્ષકો ઘણું કરીને હરકોઈ પરિક્ષામાં એમાંથીજ હિસાબ મંડાવે છે. સઘળા વિદ્યાર્થિઓ સર્વે અંકગણિત તેમજ તેમની કી=ખુલાસા એકી વખતે લઈ કે ગણી શકતા નથી માટે એ અડચણ દુર કરી સામાન્ય રીતે આ પુસ્તક સર્વોપયોગી થાય એવા હેતુથી પ્રસિદ્ધિ પામેલા ઘણાખરા અંગ્રેજી તથા ગુજરાતી અંકગણિતોનું અવલોકન કરી તેમાંથી ચુંટી કાઢેલા અઘરા દાખલાઓ કી=ખુલાસા સહિત આ પુસ્તકમાં દાખલ કીધા છે.

હાલમાં ઘણી સ્કુલોમાં હેમ્બ્લિંગસ્મિથ એરીથમેટિક (વધારે સારી હોવાને લીધે) ચાલે છે તેના કદી નહીં કરેલા એવા ઘણાં હિસાબ દાખલ કીધા છે. આશરે ૨૫–૫૦ દાખલા સેજ સેહેલા હશે બાકીના સઘળા અકલથી ધ્યાન આપી વિચાર શક્તિ વાપરી કરવાના છે. આ પુસ્તકના આગલા ભાગમાં હિસાબના મથાળાં આપીને પાછલા ભાગમાં તે હિસાબો કરી બતાવેલા છે માટે એ એક અંકગણિત અને તેની કી=ખુલાસો એવાં બે પુસ્તકની ગરજ સારે એવું છે. આ પુસ્તક અંકગણિતનું ઉંચી જાતનું જ્ઞાન આપવામાં અને વિચાર શક્તિની વૃદ્ધિ કરવામાં કદી પાછળ પડે એવું નથી. ફરી ફરીને એકની એક જાતના દાખલા આપ્યા નથી અને જ્યાં આગળ આવી ગયેલો હીસાબ આવે ત્યાં (નોટ દા.—જુઓ) એ રીતે લખેલું છે. આ પુસ્તકમાં સઘળી જાતના હિસાબ આવી જાયછે અને તે અનુક્રમણિકા પરથી માલમ પડશે. જે સેજ સાજ ભાગ તૈયાર મળી આવ્યો છે તે સિવાય બીજો બધો મોટો ભાગ એકલે હાથે ટુંક મુદતમાં તૈયાર કરવામાં આવ્યો છે માટે જે ખામી હોય તે સુધારી લેશો અને આખું પુસ્તક વાંચી ગયા પહેલાં આ પુસ્તકને ઓછા ઉપયોગનું અને અધુરૂં ધારશો નહીં એવી આશા છે.

મે. ૧૮૮૯ ભરૂચ.

P. N. KINARIWALA.

## આ પુસ્તકમાં વાપરેલા સંક્ષેપરૂપની સમજુતી.

૧ (હં. દા. ૯૩) હેંગ્લિંસ્મિથ એરિથમેટિકના એકઝામિનેશન પેપરમાનો દાખલો ૯૩ મો.

૩૩૮ (બ. ૧ દા. ૫) બર્નાર્ડસ્મિથના મીસેલેનીયસ દાખલા (Ex. LXX) ના ૧ લા ભાગનો દાખલો ૫ મો.

૩૪૧ (બ. ૨. દા. ૪ અ) બર્નાર્ડસ્મિથની (Ex. LXXના) ભાગ ૨ જા નો દાખલો ૪થો અ.

૩૯૪ (બ. એ ૧ દા. ૮) બર્નાર્ડસ્મિથની ઍપેંડીક્સના ભાગ ૧લા નો દાખલો ૮ મો.

૪૪૬ (કો. દા. ૯) કોલેંઝાના મીસેલેનીયસ (પરચુરણ) દાખલામાંનો દાખલો ૯ મો.

૪૭૫ (મે. ૧૮૫૯ સ. ૮) સન ૧૮૫૯ ની મેટ્રિક્યુલેશન પરિક્ષાના સવાલમાનો ૮ મો સવાલ.

૫૦૬ (ગુ. અં. દા. ૧૫) લાલશંકરના સરકારી ગુજરાતી અંકગણિતના પરચુરણ દાખલામાંનો દાખલો ૧૫ મો.

૫૩૪ (ગુ. અં. બી. દા. ૧) લાલશંકરના સ. ગુ. અંકગણિતના બીજા અઘરા દાખલામાંનો દાખલો ૧ લો.

આવું ∴ (કાર્યપ્રકાશચિન્હ)–'માટે', 'તેથી', એવા શબ્દોને માટે વાપર્યું

**૯ મા અને ૧૦ મા ભાગમાં કોયડાના હિસાબ આપેલા છે.**

# અનુક્રમણિકા.

૭૮, ૮૦, ૮૨, ૯૪, ૯૬, ૯૭, ૯૮, ૧૧૭, ૧૨૫, ૧૨૭, ૧૬૨, ૧૭૦, ૧૯૦, ૧૯૪, ૧૯૭, ૨૦૪, ૨૨૩, ૨૪૧, ૨૬૦, ૨૯૧, ૨૯૨, ૩૫૯, ૨૯૬, ૨૯૮, ૩૦૧, ૩૦૨, ૩૦૪, ૩૦૮, ૩૧૬, ૩૧૯, ૩૨૩, ૩૨૪, ૩૨૦, ૩૨૫, ૩૩૧, ૩૩૯, ૩૪૪, ૩૮૭, ૪૧૭, ૪૨૫, ૪૩૪, ૪૩૫, ૪૫૬, ૪૭૬, ૪૭૯, ૪૮૯, ૪૯૦, ૪૯૭, ૫૩૫, ૫૪૬, ૫૭૨, ૫૭૪, ૫૭૬, ૫૭૭, ૫૭૮, ૫૭૯, ૫૮૦, ૫૮૧, ૫૮૨, ૪૨૪.

(**ब.**) ૪૬, ૫૬, ૫૯, ૯૮, ૧૯૧, ૨૫૨, ૩૪૨, ૩૫૩, ૩૬૨, ૩૬૪, ૩૬૯, ૩૭૨, ૪૫૩.

(**क.**) ૭૦, ૮૩, ૧૦૭, ૧૩૨, ૨૯૫, ૩૧૮, ૨૬૦, ૨૯૧, ૩૮૮, ૪૦૬, ૪૨૬, ૪૪૧, ૪૪૩, ૫૦૬, ૫૨૬.

(**ड.**) ૧૯, ૧૦૫, ૧૦૯, ૧૧૫, ૧૩૦, ૧૪૯, ૨૧૧, ૨૨૭, ૨૪૬, ૨૫૧, ૩૦૭ ૩૧૩, ૩૧૭, ૩૬૩, ૪૮૯. ૫૦૩, ૫૦૪, ૫૩૦, ૫૩૯, ૫૪૨.

(**ई.**) ૧૮, ૩૦, ૭૨, ૯૧, ૧૦૪, ૧૨૭, ૧૨૬, ૧૩૫, ૧૭૩, ૨૭૭, ૨૮૬, ૧૯૩, ૨૩૬, ૨૩૯, ૨૬૫, ૨૬૬, ૨૭૦, ૨૭૭, ૨૮૫, ૨૮૬, ૨૮૮, ૩૧૦, ૩૧૪, ૩૮૩, ૪૬૯, ૪૯૧, ૪૯૫, ૫૧૮, ૫૨૦, ૫૩૧, ૫૩૪, ૫૩૮, ૫૪૩, ૫૪૪, ૫૫૯, ૫૬૦, ૫૬૧, ૫૬૨, ૫૬૩, ૫૬૫ થી ૫૭૫.

**કોયડાના હિસાબ**–૯મા તથા ૧૦મા ભાગમાં આપ્યાછે.

એકસરખી જાતના હિસાબો સાથે મૂકવાથી હિસાબ અનુક્રમે મુકવામાં આવ્યા નથી.

---

# ભાગ ૧ લો.

---

૧. ( હૅ. દા. ૯૩ ) એક ઘરનું ભાડું ૩૬ પૌંડ છે; દરેક પૌં. પર ૩ શિ. ૪ પે. લેખે સ્મારક ફંડના અને સ્મારક ફંડમાં આપવાની રકમનો $\frac{2}{3}$ ભાગ ગ્યાસના દીવાના વેરાનો આપવો પડેછે અને ગ્યાસ વેરાનો $\frac{3}{4}$ ભાગ પેવિંગરેટ ( રસ્તાનોવેરો ) આપવો પડેછે; ત્યારે બધું મળીને તે ઘરપર વરસ દહાડે શું આપવું પડે છે?

૨. ( હૅ. દા. ૧૧૨ ) अ ब અને क મુસાફરી કરવા નીકળ્યા. તે વખતે દરેક પાસે ૪૦ પૌંડ. હતા; તેઓએ સરત કીધી હતી કે જે ખરચ થાય તે સરખે ભાગે આપવો. પાછા આવ્યા ત્યારે अ ની પાસે ૭ પૌં. ૩ શિ. ૬ પે. ब ની પાસે ૪ પૌં. ૧૦ શિ. અને क ની પાસે ૧ પૌં. ૧૩ શિ. ૯ પે. વધ્યા હતા; ત્યારે अ અને ब દરેક क ને શું આપે કે હિસાબ વળી રહે?

૩. ( હૅ. દા. ૧૩૩ ) દરરોજ ૧૦ કલાક પ્રમાણે કામ કરતાં ૧૨ દિવસમાં ૨૪ માણસો ૧ કામ પૂરૂં કરેછે તો દરરોજ ૮ કલાક પ્રમાણે કામ કરીને ૧૦ દિવસમાં તેના કરતાં ૩ ગણું કામ કરવાને કેટલાં માણસ જોઇએ?

૪. ( હૅ. દા. ૧૩૪. ) $\frac{(3\frac{1}{3}-2\frac{1}{2})\div\frac{5}{6}\text{ના }\frac{3}{7}}{2\frac{1}{3}\div(\frac{1}{2}+\frac{1}{4})}$ ની કીંમત કાઢો.

**૫.** ( હૅં. દા. ૧૪૩. ) એક વહાણુમાં ૧ લેફ્ટેનૅંટ, ૧ તોપ ફોડનાર અને બીજા ૧૫ ખલાસીઓ હતા. તેઓએ ૩૫૯ પૌં. ૭ શિ. ની કીંમતની લુંટ એક વહાણુમાંથી મેળવી. લેફ્ટેનૅંટનો હિસ્સો દરેક ખલાસીના કરતાં ૧૦ ગણો અને તોપ ફોડનારનો હિસ્સો ૩ ગણોછે તે આપતાં દરેક માણુસને હિસ્સે શું આવ્યું હશે ?

**૬.** ( હૅં. દા. ૧૪૯. ) નોટ દા. ૧ ની રીતે કરો.

**૭.** ( હૅં. દા. ૧૫૦ ) એક ઘડીઆળ ૧૨ કલાકે ૪ મિનિટ ધીમું ચાલે છે તે રવિવારને દિવસે મધરાતે ૧૦ મિ. આગળ હતું તેમાં બુધવારની સાંજના ૬ વાગે કેટલા વાગ્યા હશે ?

**૮.** ( હૅં. દા. ૧૫૫. ) એક માણુસની આવકપર દર પૌંડે ૫ પે. ને બદલે સેંકડે ૨ ૧/૪ ટકા ઇનકમટેક્સ લેવામાં આવે તો તે માણુસની ૩૬૮ પૌં. ૧૫ શિ. ની વાર્ષિક આવક ઉપર ઈનકમટેક્સમાં શો ફેર પડશે ?

**૯.** ( હૅં. દા. ૧૬૮ ) ૫ પૌં. ૯ શિ. ૧૦ ૩/૪ પે. બે માણુસ વચ્ચે એવી રીતે વહેંચીઆપો કે એક માણુસને બીજા કરતાં ૧ ૧/૨ ગણું મળે ?

**૧૦.** ( હૅં. દા. ૧૭૧. ) નોટ દા. ૮ ની રીતે કરો.

**૧૧.** ( હૅં. દા. ૧૭૩. ) ૮૧૦ પૌં. ૧૬ શિ. ૮ પે. વરસ ૨ ૧/૪ પછી લેણા થવાના છે. તો દર સેંકડે ૫ ૧/૪ ટકા લેખે સાદા વ્યાજ પ્રમાણે મુદત કાપીઆપી ( પ્રેઝંટવેલ્યુ ) તુર્ત કીંમત શું મળશે ?

**૧૨.** ( હૈં દા. ૧૭૪. ) એક માણુસ પાસે સેંકડે ૩$\frac{૧}{૨}$ ટકા લેખે ૮૩$\frac{૧}{૨}$ ના ભાવની ૩૪૩૦ પૌં. ની લોનછે; જ્યારે લોનનો ભાવ સેંકડે ૨ ટકા વધેછે ત્યારે તે લોન વેચી દઈને ૪ ટકાની ૯૮ ના ભાવની લોન લેછે; તેથી તેની ઉપજમાં શો ફેર પડયો ?

**૧૩.** ( હૈં. દા. ૧૭૫. ) ૮ ફુટ લાંબી ૭ ફુટ પહોળી એવી ચોખૂણીઆ ટાંકીમાં ભરેલા પાણીનું વજન ૯૩$\frac{૩}{૪}$ હંદરવેટ છે. હવે જો ૧ ઘનફુટ પાણીનું વજન ૧૦૦૦ આઉંસ થાય તો એ લેખે તે ટાંકી કેટલી ઊંડી હશે ?

**૧૪.** ( હૈં. દા. ૧૮૨. ) એક નદીના કીનારાપર ૫૫ ફુટ. ઊંચો મિનારો છે. તેની ટોચથી સામા કીનારા સુધીની દોરીની લંબાઇ ૭૮ ફુટછે તો તે નદી કેટલી પહોળી હશે ?

**૧૫.** ( હૈં. દા. ૧૮૪. ) એક ગામમાં ૨૫૦૦, બીજામાં ૩૦૦૦ અને ત્રીજા ગામમાં ૪૨૦૦ માણુસની વસ્તી છે તે ગામોમાંથી ૫૩૦ પૌં. ભેગા કરવા છે તો તે દરેક ગામમાંથી કેટકેટલા પૌંડ લેવા ?

**૧૬.** ( હૈં. દા. ૧૮૫. ) ૧૬૦૦ પૌંડની લોનનું ૪॥ વરસમાં ૧૬૬ પૌં. (સાદું) વ્યાજ ઉપજ્યું ત્યારે વ્યાજનો દર શો હશે?

**૧૭.** ( હૈં. દા. ૧૮૭. ) એક ચોરસ ફુટની કીંમત ૫$\frac{૩}{૪}$ પેન્સ લેખે ૩ ફુટ ૪$\frac{૧}{૨}$ ઇંચ ઊંડી, ૪ ફુટ ૨$\frac{૧}{૪}$ ઇંચ લાંબી, ૨ ફુ. ૧$\frac{૩}{૪}$ ઇંચ પોહોળી પેટીની કીમત શી પડશે ?

**૧૮.** ( હૈં. દા. ૧૯૦. ) એક ગાડી સવારના ૧૦ કલાકે લંડનથી નીકળીને અપોરના ૧ ક. ૧૫ મિનિટે પોર્ટસ્મથમાં

આવી પહોંચી અને બીજી ગાડી સવારના ૬ ક. ૧૫ મિનિટે પોર્ટસ્મથથી ઉપડીને ૧૧ કલાક ૩૦ મિનિટે લંડન આવી પહોંચી ત્યારે તે બંને ગાડી રસ્તામાં કેટલેવાગે ભેગી થઈ હશે?

**૧૯.** ( હેં. દા. ૧૯૫. ) ૧૨૦૦ માઇલ દૂર એક બંદરછે ત્યાં જવા માટે ઊપડનાર બે વાહાણને એકી વખતે જોખાવવા માટે આણ્યાં હવે જલદી ચાલનારૂં વાહાણ ૧ કલાકમાં ૧૦ માઇલ ચાલેછે અને બીજા કરતાં ૧$\frac{૧}{૨}$ દિવસ વેહેલું તે બંદરમાં જઈ પહોંચે છે ત્યારે બીજું વહાણ દર કલાકે કેટલા માઇલ ચાલતું હશે ?

**૨૦.** ( હેં. દા. ૨૦૦. ) એક વસ્તુની કીંમત ૧૫ શિલિંગ બેઠીછે તેને શા ભાવે વેચીએતો સેંકડે ૧૦ ટકા નફો મળે ?

**૨૧.** ( હેં. દા. ૨૦૨ ) વિજળીના તારનો $\frac{૧૧}{૧૩}$ ભાગ દરિઆને તળીએ છે; $\frac{૨}{૧૫}$ ભાગ પાણીમાં લટકતો છે અને ૨૩૪$\frac{૨}{૩}$ યાર્ડ જમીન ઉપર છે ત્યારે તે તારની લંબાઇ કેટલી હશે?

**૨૨.** ( હેં. દા. ૨૧૦ ) પોર્ટસ્મથમાં ૮૦૦, પ્લિમથમાં ૭૫૬ અને શિઅરનેશમાં ૪૦૪ બીજે ઠેકાણે મોકલી શકાય એવા ખલાસીઓ છે; હવે એક વહાણ પરદેશ મોકલવાને તેયાર કરવું છે તેમાં ૪૯૦ માણસની જરૂર છે તો ઉપલા શેહેરોમાંથી તેઓના ખલાસીની સંખ્યાના પ્રમાણમાં કેટકેટલા ખલાસીઓ મંગાવવા પડશે ?

**૨૩.** ( હેં. દા. ૨૧૪. ) બે વાહાણ એક બંદરેથી એકજ વખતે ઉપડ્યાં; એક પૂર્વ દિશાએ અને બીજું ઉત્તર દિશાએ

ગયું. પૂર્વ દિશામાં જનારૂં વહાણ દર કલાકે ૧૨ માઇલ અને ઉત્તર દિશામાં જનારૂં દર કલાકે ૯ માઇલ ચાલે છે તો ૬ કલાક પછી તે બે વહાણ વચ્ચે કેટલું અંતર પડયું હશે?

૨૪. ( હેં. દા. ૨૧૬. ) એક આરડો ૧૪ ફુટ ૩ ઈંચ ઉંચો ૨૦ ફુટ પહોળો અને ૨૪ ફુટ લાંબો છે. તેમાં ૪ બારણાં છે તે દરેક બારણું ૮ ફુ. લાંબુ અને ૫ ફુ. ૩ ઈંચ પોહોળું છે વળી તેને બે બારીઓ છે તે દરેક બારી ૧૦ ફુ. લાંબી અને ૬ ફુ. ૮ ઇં. પોહોળી છે, અને ચૂલા ઉપરની જગ્યા ૬ ફુ. ૬ ઈં.×૫ ફુ.ની છે; બારણાં બારી અને ચૂલા ઉપરની જગા સિવાય બાકીની બધી ભીંતે કાગળ ચોંટાડવા છે. તે કાગળની પહોળાઇ ૨$\frac{૧}{૨}$ ફુ. છે અને ૧ યાર્ડ કાગળની કીંમત ૧૧$\frac{૧}{૪}$ પેન્સ બેસે છે તો તે કાગળ ચોંટાડવાનો એકંદર ખરચ શો થશે?

૨૫. ( હેં. દા. ૨૩૨. ) **अ** ૩ દિવસમાં ૫ એકર જમીનના ઘાસની કાપણી કરી શકેછે **ब** ૯ દિવસમાં ૭ એકરની અને **क** ૧૨ દિવસમાં ૧૧ એકરની કાપણી કરી શકેછે. તો તે બધા મળીને ૧૨૧ એકરની કાપણી કેટલી મુદતમાં કરી રહેશે?

૨૬. ( હેં. દા. ૨૪૦ ) એક ઉજાણીમાં થએલો ખરચ ૩ માણસો માંહોમાંહે એવી રીતે વહેંચે છે કે પેહેલાએ ખરચનો $\frac{૧}{૩}$ બીજાએ પેહેલાએ આપ્યું તેનો $\frac{૬}{૫}$ મો ભાગ અને બાકીનો ૨ પૌં. ૧૦ શિ. ખરચ ત્રીજા માણસે આપવો પડે છે તો એ ઉજાણીમાં બધો મળી કેટલો ખરચ થયો હશે?

૨૬. **ब** ( હેં. દા. ૨૪૬ ) નોટ દા. ૪૩ ની રીતે કરો.

**૨૭.** ( હૅ. દા. ૨૪૮. ) એક ઘડીઆળ સોમવારે બપોરે પાંચ મિનિટ ૪૦ સેકંડ આગળ હતું તે પછીના રવિવારે મધ રાતે ૨ મિ. ૫૧ સે. આગળ માલમ પડયું તો તે દરરોજ કેટલું ધીમું ચાલતું હશે ?

**૨૮.** ( હૅ. દા. ૨૫૬. ) બે નળને સાથે છૂટા મૂકીએ તો ૧ કલાકમાં આખી ટાંકી ભરાઈ જાય પણ જો તેમાંના ૧ નળને છૂટો મૂકયો હોય તો તે ટાંકી ૧॥ કલાકમાં ભરાઈ જાય છે ત્યારે ફકત બીજા નળને છૂટો મૂકવાથી તે ટાંકી કેટલા વખતમાં ભરાઈ રહેશે ?

**૨૯.** ( હૅ. દા. ૨૬૭. ) એક કાટખૂણ ત્રીકોણનો પાયો (બેઝ) ૩૦ ફુ. લાંબો છે અને તેપરનો લંબ ( પરપેંડીક્યુલર ) ૪૦ ફુ. લાંબો છે તેની ત્રીજી બાજુ કેટલી લાંબી હશે ?

**૩૦.** ( હૅ. દા. ૨૬૮. ) એક મિનિટમાં ૫૮ ડગલાં લેખે ચાલતાં ૩૪૨૦ ફુ. લાંબી સિપાઇઓની એક ટુકડીને એક માઈલ લાંબો મોહોલ્લો પસાર કરતાં કેટલો વખત લાગશે ? ૧ ડગલું=૨॥ ફુટ.

**૩૧.** ( હૅ. દા. ૨૬૯. ) ઈમારતી લાકડાનો એક કકડો ૧૮ ફુ. લાંબો ૧ ફુ. ૪ ઈં. પોહોળો અને ૧૫ ઈં. જાડો હતો તેને છેડેથી ૨$\frac{૧}{૨}$ ઘનફુટ લાકડું કાપી લેતાં બાકી રહેલા કકડાની લંબાઇ કેટલી હશે ?

**૩૨.** ( હૅ. દા. ૨૭૪. ) નોટ દા. ૧૬ ની રીતે કરો.

**૩૩.** ( હૅ. દા. ૨૭૬. ) દરરોજ ૧૦ કલાક પ્રમાણે કામ

કરીને ૨૭ માણુસો ૨૮ દિવસમાં જેટલું કામ કરી શકે છે તેટલું કામ ૪૨ છોકરાઓ દરરોજના કેટલા કલાક પ્રમાણે કામ કરે તો ૪૫ દિવસમાં પૂરૂં થાય ? એક છોકરાનું કામ ૧ માણસના કામના અડધા ભાગની બરોબર છે.

**૩૪.** ( હૅં. દા. ૨૭૭.) $\frac{3}{4}$ યાર્ડ પનાની શેતરંજી ૩ શિ. ૬ પે. ની ૧ યાર્ડ લેખે ૮ ગીનીની લીધીછે તે શેતરંજી ૨૦ ફુ. લાંબા ૧૬ ફુ. ૯ ઇં. પહોળા ઓરડામાં પાથરીએ તો ખુલી જગા કેટલી રહેશે ?

**૩૫.** ( હૅં. દા. ૨૯૦. ) ૨૧ ફુ. લાંબો ૧૫ ફુ. પહોળો અને ૧૧ ફુ. ઉંચો ઓરડો છે તેમાં ૯ ફુ. ઉંચી અને ૩ ફુ. પહોળી એવી બે બારીઓ; ૭ ફુ. ઉંચું અને ૩ ફુ. ૬ ઇં. પહોળું એક બારણું અને ૪ ફુ. ઉંચી ૪ ફુ. ૬ ઇં. પહોળી ચૂલા ઉપરની જગા છે તે સિવાયની બાકીની ભીંત ઉપર. ૨ ફુ. ૩ ઇં. પનાનો કાગળ ચોંટાડવો છે. કાગળનો દરેક કકડો ૧૨ યાર્ડ લાંબો મળેછે તેની કીમત ૯ શિ. બેસે છે અને દરેક કકડો ચોંટાડવાની મજુરી ૬ પે. લેખે આપવી પડેછે તો એકંદર ખરચ કેટલો થશે ?

**૩૬.** ( હૅં. દા. ૨૯૧. ) દરરોજ ૫ કલાક પ્રમાણે ૧૦ દિવસ સુધી ૫ દિવા સળગાવવાને જોઈતી ગ્યાસના ૪ શિ. ૩ પે. બેસેછે તો ૩ પૌં. ૧૬ શિ. ૬ પે. માં દરરોજ રાત્રે ૪ કલાક પ્રમાણે ૧૫ દિવસ સુધી કેટલા દિવા સળગાવી શકાય ?

**૩૭.** ( હૅં. દા. ૨૯૬. ) એક તળાવ ૨૬ ફુ. ૮ ઇં. લાંબુ

અને ૧૨ ફુ. ૯ ઇં. પહોળું છે. તેમાંથી કેટલા ઘનફુટ પાણી કહાડી નાંખીએ તો તળાવ માંહેલું પાણી ૧ ફુટ. ઉંડું ઉતરે ?

૩૮. ( હેં. દા. ૨૯૮. ) નોટ. દા. ૩ ની રીતે કરો,

૩૯. ( હેં. દા. ૨૯૯. ) એક માણસ ૧૭૯૦૦ પૌં. ની મિલકત મૂકીને મરી ગયો. તેના વીલનામા પ્રમાણે તે મિલકતમાંથી તેના સૌથી મોટા છોકરાને વચલા છોકરા કરતાં ૫૦૦૦ પૌં. વધારે મળ્યા અને વચલા છોકરાને ત્રીજા છોકરા કરતાં ૧૫૦૦ ગિની વધારે મળ્યા. તો તે દરેક છોકરાને કેટકેટલું મળ્યું હશે ?

૪૦. ( હેં. દા. ૩૦૯. ) નોટ દા. ૧૭ ની રીતે કરો.

૪૧. ( હેં. દા. ૩૧૦. ) જો ૯ મરદ અથવા ૧૬ સ્ત્રી ૧ કામ ૧૪૪ દિવસમાં કરે તો ૭ મરદ અને ૯ સ્ત્રીને તે કામ પૂરૂં કરતાં કેટલા દિવસ લાગશે ?

૪૨. ( હેં. દા. ૩૧૯. ) બંદુકનો દારૂ બનાવવામાં ૩૩ ભાગ સુરોખાર, ૭ ભાગ કોયલા અને ૫ ભાગ ગંધક આવેછે તો ૩૦ પાઉંડ દારૂ બનાવવાને દરેક ચીજ કેટકેટલા પાઉંડ જોઇશે ?

૪૩. ( હેં. દા. ૩૨૩. ) ૧ ઓરડો ૧૦ યાર્ડ. ૨ ફુ. લાંબો અને ૭ યાર્ડ ૧ ફુ. પહોળો છે તેમાં $\frac{3}{4}$ યાર્ડ પનાની ૪ શિ. ૬ પે. ના ૧ યાર્ડ લેખેની શેતરંજી બીછાવવાનો ખરચ શો થશે ?

૪૪. ( હેં. દા. ૩૩૭. ) એક ઘડીઆળના બંને કાંટા ૭ અને ૮ ની વચ્ચે કયારે ભેગા થશે ?

૪૫. (હેં. દા. ૩૪૩.) નોટ દા. ૪૩ અને ૩૫ ની રીતે કરો.

૪૬. ( હેં. દા. ૩૪૪. ) **અ** ને **બ** એક કામ ૮ દિવસમાં કરી

શકે છે તેજ કામ **ब** અને **क** ૧૨ દિવસમાં અને **अ ब क** મળી ૬ દિવસમાં કરે છે. તો **अ** ને **क** તે કામ કેટલા દિવસમાં પૂરૂં કરશે ?

**૪૭.** ( હેં. દા. ૩૪૬. ) એક માણસે ૩૭૫ પૌં. સાદા વ્યાજે મૂક્યા તે ૩ વર્ષે ૮ મહિના પછી વ્યાજ મુદ્દલ મળી ૪૨૩ પૌં. ૨ શિ. ૬ પે. થયા ત્યારે વ્યાજનો દર શો હશે?

**૪૮.** ( હેં. દા. ૩૪૯. ) ભાગાકારની રકમનો ભાગ (કોશંટ) ભાજકથી ૬ ગણોછે. અને ભાજક શેષથી ૬ ગણોછે વળી ભાગ+ભાજક+શેષ મળીને ૫૧૬ થાય છે તો ભાજ્ય કેટલો હશે તે શોધી કહાડો ?

**૪૯.** ( હેં. દા. ૩૫૩. ) એક ઘડીઆળ એક દિવસમાં ૩½ મિનિટ ઊતાવળું ચાલેછે તેના બંને કાંટા બપોરે કેવી રીતે ગોઠવવા જોઈએ કે જેથી કરીને સાંજના ૭ ક. ૩૦ મિનિટે તે ઘડીઆળમાં બરાબર ૭॥ વાગે.

**૫૦.** ( હેં. દા. ૩૫૪. ) કોઈક માણસે ૪૫૫૦ પૌં. અમુક તેરીખે વ્યાજે મૂક્યા વળી બીજા ૫૪૨૦ પૌં. પેહેલી તેરીખ કરતાં ૧ ટકો વધારેની તેરીખે વ્યાજે મુક્યા તે બંને પર એકંદર, વરસ આખરે, ૪૫૩ પૌં. ઉપજ્યા તો વ્યાજના દર શા હશે?

**૫૧.** ( હેં. દા. ૩૫૫. ) ૫૧૬ પૌં. ૭ શિ. ૬ પે. ત્રણ મહિના પછી લેણા થવાના છે તેનાપર શા દરે મુદત બદલ કાપી આપવાના ૫ પૌં. ૨ શિ. ૩ પેં. ( ડીસ્કા. ) થાય ?

**૫૨.** (હેં. દા. ૩૫૮.) $\frac{\cdot ૦૦૪ \div \cdot ૦૦૦૫}{૨\cdot૪\dot{૨}\dot{૩}+૩\cdot\dot{૫}૭\dot{૬}+૨\cdot૦\dot{૦}૦૧૯૧\dot{૧}}$ સાદા રૂપ માંઆણો.

**૫૩.** ( હેં. દા. ૩૬૧. ) એક વાડી ૯૦ યાર્ડ લાંબી અને ૩૦ યાર્ડ ૨ ફુ. ૩ ઇંચ પહોળી છે તેની આસપાસ ૮ ફુ. ૪ ઈં. ઉંચી દિવાલ ચણાવવી છે તેનો ૧ ચોરસ યાર્ડના ૬ શિ. લેખે શો ખરચ થશે?

**૫૪.** ( હેં. દા. ૩૬૨. ) એક માણસે ૩ ટકાના ૭૫ ના ભાવના શેર લેવામાં ૧૦૦૦૦ પૌં. રોક્યા; અને જ્યારે શેરનો ભાવ વધીને ૭૮ થયો ત્યારે વેચીદીધા અને ઉપજેલાં નાણાંના ૨૦૮ પૌં. ના ભાવના શેર લીધા તે દરેકપર તેને ૮ પૌં. વ્યાજ મળ્યું તેથી તેની ઉપજમાં ફેરફાર થયો નથી તે શાબીત કરો?

**૫૫.** ( હેં. દા. ૩૬૯ ) નોટ દા. ૩૫ ની રીતે કરો.

**૫૬.** ( હેં. દા. ૩૭૦. ) **अ** અને **ब** ૪ દિવસમાં, **ब** અને **क** ૫$\frac{૩}{૪}$ દીવસમાં અને **अ** અને **क** મળીને ૪$\frac{૩}{૫}$ દિવસમાં એક કામ કરી શકેછે. તો તે કામ દરેક જણને એકલાં કરતાં શો વખત લાગશે?

**૫૭.** ( હેં. દા. ૩૭૧. ) **म** એક કલાકમાં ૬ માઇલ પ્રમાણે **क** ગામથી ઊપડીને **ड** ગામ તરફ ચાલતો જાયછે; બે કલાક પછી **न**, **क** ગામથી નીકળીને એક કલાકે ૧૦ માઇલ લેખે મુસાફરી કરીને **म** કરતાં ૪ કલાક વેહેલો **ड** ગામમાં આવી પહોંચ્યો. ત્યારે **क** ને **ड** ગામ વચ્ચેનું અંતર કેટલું હશે?

**૫૮.** ( હેં. દા. ૩૭૩. ) ૧ સ્ત્રીએ ૧ પેન્સનાં ૩ લેખે કેટ-

લાંક સેલ્પફળ વેચાતાં લીધાં અને વળી બીજાં તેટલાંજ એક પેન્સનાં એ લેખે ખરીદ કર્યાં. પછી તે બધાંને ભેગાં કરીને ૨ પે. નાં ૫ પ્રમાણે વેચી દીધાં તો તેને સેંકડે નફો અથવા ખોટ શી આવી હશે ?

**૫૯.** ( હૅ. દા. ૩૭૮. ) **अ ब क** એ મળી એક કામ કરવાનું માથે લીધું. ૧૫ દિવસ પછી **अ** જતો રહ્યો તે વખતે $\frac{1}{3}$ કામ થયું હતું. **ब क** એ તે કામ શીરૂ રાખ્યું. ૨૦ દિવસ કામ કર્યા પછી **ब** જતો રહ્યો તે વખતે બીજું $\frac{1}{3}$ કામ થયું હતું. બાકી રહેલું કામ **क** એ ૩૦ દિવસમાં પૂરૂં કર્યું. હવે જો **अ** ને **ब** એ કામ કરવું જારી રાખ્યું હોતતો તે કામ કેટલા દિવસમાં પૂરૂં થાત ?

**૬૦.** ( હૅ. દા. ૩૮૦. ) ( ૨૫.૪ )$^2$+( ૨૪.૬ )$^2$ − ૧૨૭૮ ૯૮.૪+( .૬ )$^2$ ને સાદા રૂપમાં લાવો ?

**૬૧.** ( હૅ. દા. ૩૮૧. ) ૩૧ પૌં. ૧૭ શિ. ૬ પે. ના એવા બે ભાગ કરો કે બીજા ભાગના જેટલા ૪ પેન્સના સિક્કા થાય તેટલા ૬ પેન્સના સિક્કા પેહેલા ભાગના થાય.

**૬૨.** ( હૅ. દા. ૩૮૨. ) ૧ માણસે ૪૧ પૌં. ૧૭ શિ. માટે એક ઘોડો વેચ્યો તેથી તેને બેઠેલી કીંમતપર સેંકડે ૭ ટકા લેખે ખોટ ગઈ તો તે ઘોડાની મૂળ કીંમત કેટલી બેઠી હશે ?

**૬૩.** ( હૅ. દા. ૩૮૭. ) ઢાંકણાં વગરની ૧ પેટી બહારથી ૪ ફુ. લાંબી ૩ ફુ. પહોળી અને ૨ ફુ. ઉંચી છે તેનાં પાટીઆંનું દળ ૧ ઇંચ છે તે પેટી બનાવવાની મજુરીનો ખર્ચ પા-

ટીઆની કિંમતનો [illegible]/૧૧ ભાગછે અને ૧ ઘનયાર્ડ લાકડાની કિંમત ૮ શિલિંગ બેઠી છે તો આખી પેટીની કીમત શી બેઠી હશે?

૬૪. ( હં. દા. ૩૯૨. ) એક ચોપડીની કિંમત ૪ શિ. ૯ પે. બેઠી હતી તે વેચવાનો ખરચ સેંકડે ૬ ટકા થાયછે અને નફો સેંકડે ૨૪ ટકા મેળવવો છે તો તે ચોપડી કેટલે વેચવી?

૬૫. ( હં. દા. ૩૯૫. ) નોટ દા. ૧૧ પ્રમાણે કરો.

૬૬. ( હં. દા. ૩૯૬. ) આઠ ઘંટ એકજ વખતે વાગવા માંડે છે તેઓના ટકોરા અનુક્રમે ૧, ૨, ૩, ૪, ૫, ૬, ૭, ૮ સેકંડને અંતરે વાગેછે તો તેઓ બધા કેટલા વખત પછી ફરીથી એકી વખતે સાથે વાગશે ?

૬૭. ( હં. દા. ૩૯૭. ) એક ટાંકી ૬ ફુ. ૩ ઇં. લાંબી, ૫ ફુ. ઊંડી અને ૪ ફુ. ૨ ઇં. પહોળી છે તે હેઠ ઉપરસુધી પાણીથી ભરેલી હતી તે માંહેલું પાણી ઝમી જવાથી ૭ ઈં. ઊંડું ગયું ત્યારે બાકી રહેલું પાણી કેટલું છે તે શોધી કહાડો ?

૬૮. (હં. દા. ૪૦૦) ૬ પુરૂષ અને ૨ છોકરાં ૧૩ એકરની કાપણી ૨ દિવસમાં કરેછે અને ૭ પુરૂષ અને ૫ છોકરાં ૪ દિવસમાં ૩૩ એકરની કાપણી કરી શકેછે તો ૨ પુરૂષ અને ૨ છોકરાંને ૧૦ એકરની કાપણી કરવામાં કેટલા દિવસ લાગશે ?

૬૯. ( હં. દા. ૪૦૬. ) એક વાડો ૩૦ યાર્ડ પહોળો અને ૫૦ યાર્ડ લાંબોછે તેમાં સામસામી બાજુના મધ્ય ભાગને જોડે એવા ૭ ફુટ પહોળા બે રસ્તા છે અને વળી તેટલોજ પહોળો રસ્તો તે વાડામાં આસપાસ છે અને બાકીની જમીનપર ઘાસ

ઉગેલું છે તો પથ્થરની જમીનના દરેક ચોરસ ફુટના ૧ શિ. ૮ પે. લેખે અને ઘાસવાળી જમીનના ૧ ચોરસયાર્ડના ૩ શિ. લેખે આખા વાડાની કીંમત શી પડશે ?

૭૦. ( હૅ. દા. ૪૦૭. ) એક ઘડીઆળ ૧૨ કલાકમાં ૪ મિનિટ જલદી ચાલેછે અને બીજું ૨૪ કલાકમાં ૪ મિનિટ ધીમું ચાલેછે; તે બંને ઘડીઆળને સોમવારે બપોરે સાથે મૂક્યા પછી ઉતાવળથી ચાલનારૂં ઘડીઆળ ૧૬$\frac{1}{2}$ મિનિટ આગળ નીકળી ગયું તે વખત બંને ઘડીઆળમાં કેટલા વાગ્યા હશે ?

૭૧. ( હૅ. દા. ૪૧૬. ) દરરોજના આઠ કલાક પ્રમાણે અઠવાડીઆના ૬ દિવસ પ્રમાણે કામ કરીને ૨૦ માણસો ૧૪ અઠવાડીઆમાં એક કામ પુરૂં કરેછે તો તેજ કામ દરરોજના ૭ કલાક પ્રમાણે અઠવાડીઆના ૫ દિવસ પ્રમાણે કામ કરતાં ૨૪ માણસ કેટલાં અઠવાડીઆમાં પૂરૂં કરશે ?

૭૨. ( હૅ. દા. ૪૧૭. ) સદરસ્ટેશનપરથી બપોરે ઉપડેલી એક ગાડીને તેજ સ્ટેશનપરથી બપોર પછી ૧ કલાકે ઉપડેલી ગાડીએ સાંજના ૭ વાગે પકડી પાડી; પણ જો પેહેલી ગાડી, બીજી ગાડી ઉપડી તે પેહેલાં રસ્તે ૧૦ માઈલ આગળ નીકળી ગઇ હોતતો સાંજના આઠ વાગતા સુધીમાં તે કદી પકડાત નહીં; તો બંને ગાડીનો વેગ કેટલો હશે તે કહાડો ?

૭૩. (હૅ. દા. ૪૧૯) **अ ब क** ત્રણ ભાગીદારોછે **अ**ને નફાનો $\frac{2}{3}$ ભાગ મળેછે અને **ब** તથા **क** બાકી રહેલો નફો સરખો વહેંચી લેછે. જ્યા **अ**નફાની રકમ સેંકડે ૮ ટકા હતી તે વધીને

૧૦ ટકા થઈ ત્યારે **अ** ની આવકમાં ૨૨૦ પૌં. નો વધારો થયો ત્યારે **ब** અને **क** ની મુડી ( કેપીટલ. ) કેટલી હશે ?

૭૪. ( હે. દા. ૪૨૧. ) એક ખાટકીએ ૪ પૌં. નું ૧૬૦ પાઊંડ મટન વેચાતું લીધું અને ૮ પે. નું ૧ પાઉંડ લેખે તે મટનનો $\frac{2}{3}$ ભાગ વેચી દીધો પછી બાકી રહેલું મટન શા ભાવે વેચે તો તેને છેલ્લે સરવાળે ૨ પૌં. ૫ શિ. નફો મળે ?

૭૫ ( હે. દા. ૪૨૪. ) **अ ब क** એ ૪૩ પૌંડ માટે એક બીડ ભાડે રાખ્યું **अ** એ ૧ મહિનાસુધી ૧૦ ઘોડાને ચરવા મેલ્યા **ब** એ ૨ મહિનાસુધી ૧૨ બળદ અને **क** એ ૩ મહિનાસુધી ૨૦ ઘેટાં ચરવા મેલ્યાં; ૧ ઘોડો ૧ બળદ અને ૧ ઘેટું એક સરખા વખતમાં અનુક્રમે ૪, ૩, ૧ ના પ્રમાણમાં ઘાસ ખાયછે તો તે દરેક જણે ભાડાબદલ શું આપવું પડશે ?

૭૬. ( હે. દા. ૪૨૫. ) ૨૦ ઈંચ લાંબી ૧૦ ઈંચિ પોહોળી અને ૧૨$\frac{1}{2}$ ઈંચિ જાડી એવી ૯૭૬૦ ઇંટોની કીમત ૫૦ પૌં. ૧૬ શિ. ૮ પે. પડે તો તે ઈંટના કરતાં દરેક તરફથી કદમાં $\frac{1}{4}$ ભાગ નાની એવી ૧૦૦ ઇંટોની શી કીંમત પડશે ?

૭૭. ( હે. દા. ૪૨૭. ) દર સેંકડે ૧૦ ટકા લેખે વારસાનો કર ( લેગેસીડયુટી ) જતાં ૯૦૦૦ પૌંડનો વારસો આપવા માટે ૩ ટકાની ૯૦ ના ભાવની કેટલી લોન વેચી દેવી પડશે ?

૭૮. ( હે. દા. ૪૨૮. ) એક ઘડીઆળમાં ૧૧ વાગી ગયા પછી ૧૨ વાગતા સુધીમાં બંને કાંટા એક બીજાથી આખી ( પૂર્ણાંક ) મિનિટોને અંતરે કેટલીવાર આવશે?

૭૮. ( હેં. દા. ૪૨૯. ) **अ** ને **ब** એ ૨૫ માઇલ સુધી દોડવાની સરત કરી; **अ** એ **ब** ને ૪૫ મિનિટ વેહેલો નિકળવા દીધો. **अ** એ એક સરખી રીતે ૧૧ મિનિટમાં ૧ માઇલ લેખે ચાલીને વીસમે માઇલે **ब** ને પકડી પાડયો. તો **ब** નો ચાલવાનો વેગ અને અંતર તથા વખતમાં તે કેટલો પાછળ પડ્યો તે શોધી કહાડો ?

**૭૯ ब.** ( હેં. દા. ૪૩૦. ) જુઓ નોટ દા. ૪૧૪.

**૮૦.** ( હેં. દા. ૪૩૫. ) કાંગરાવાળાં બે પૈડાં એકબીજા સાથે ફરે છે એકને ૩૬૦ અને બીજાને ૧૦૦ કાંગરા છે. પેહેલું પૈડું ૧ મિનિટમાં ૨૦ ફેરા ફરે તો બીજું પૈડું ૧ કલાકમાં કેટલા ફેરા ફરશે ? અને બીજા પૈડાની ધરીપર પડઘમ જેવા આકારનું લાકડું છે તેનો ઘેરાવો ૫ ફુટ છે તો દિવસના ૧૧ કલાકમાં તે લાકડાપર કેટલા માઈલ દોરો લપેટાશે ?

**૮૧.** ( હેં. દા. ૪૩૬. ) એક માણસને ૩ ટકાની ૯૯ ના ભાવની લોન વેચી દેતાં રોકેલાં નાણાંપર સેંકડે ૧૦ ટકા નફો મળેછે તો તેણે તે લોન શા ભાવે ખરીદી હશે ને ધારો કે તેને તે લોનના ૧૫૩૪૫ પૌં. ઉપજ્યા તો તેની આવક કેટલી હશે ?

**૮૨.** ( હેં. દા. ૪૩૮. ) એક ગુમાસ્તાએ ખેડૂત પાસેથી ગણોતને પેટે અનાજ લઈને પોતાના શેઠ જમીનદારને આપવાનું છે; ગુમાસ્તો પોતે અનાજ લેતી વખતે તેમજ આપતી વખતે પોતાના ફાયદાને માટે ખોટાં તાજવાં વાપરે છે તે ત્રાજવાં એવાં છે કે એક પલ્લામાંનું ૯ શેર બીજા પલ્લા માંહે-

ક્ષા ૧૦ શેરની બરાબર થાયછે; લુચ્ચાઈથી મેળવેલા અનાજ-ની કીમત, ૪૯ શિ. ના એક ક્વાર્ટર લેખે ૪૬ પૌં. ૧૧ શિ. થાયછે તો ભાડાને પેટે કેટલું અનાજ આપવાનું હશે ?

૮૩. ( હેં. ક્ષ. ૪૩૯. ) ૩ વાગ્યા પછી ૪ વાગતા સુધીમાં આકૃતિ|||થી કયે કયે વખતે બંને કાંટા સરખે અંતરે દુરરહેશે?

૮૪. ( હેં. દા. ૪૪૦. ) નોટ દા. ૩૭ની રીતે કરો.

૮૫. ( હેં. દા. ૪૪૬. ) ૨૩૫૮ પૌંડ બે વર્ષ પછી લેણા થ-વાના છે તેનાપર ૪ ટકા લેખે મુદત કાપી આપીને આવેલી તુર્ત કીમત ( પ્રેઝટવેલ્યુ. ) ની રકમ ૯ ટકાના ગ્યાશના શેર લે-વામાં રોકેછે. તે વખતે ૧૦૦ પૌંડના શેરનો ૧૪૪ પૌંડ ભાવ હતો તો તેની વાર્ષિક ઉપજ શી ? અને ગ્યાસના શેરમાં રો-કેલી રકમપર તેને સેંકડે દરવર્ષે કેટલા ટકા મળશે ?

૮૬. ( હેં. દા. ૪૪૭. ) બીલીયર્ડ નામની ( દડા તથા લાક-ડીવતી ટેબલપર રમવાની રમત. ) રમતાં अ ૫૦ ટાંચે ब, ને ૫ ટાંચ આપેછે અને कને ૫૦ ટાંચે ૧૦ ટાંચ આપેછે. તો ૯૦ ટાંચે ब, कને કેટલી ટાંચ આપી શકે ?

૮૭. ( હેં. દા. ૪૪૮. ) એક બોરડીંગસ્કૂલ માંહેલા છોકરા-ની સંખ્યાના $\frac{૧}{૨}\frac{૧}{૩}$ ભાગના છોકરા ઉપલા ક્લાસમાં છે બાકી ર-હેલી સંખ્યાના $\frac{૧}{૩}$ ભાગના છોકરા મધ્યમ વર્ગમાં છે અને બાકી રહેલા ૮ છોકરાઓ નીચલા વર્ગમાં છે તો બધા મળીને તે બો-રડીંગમાં કેટલા છોકરા હશે તે શોધી કાઢો ?

૮૮. ( હેં. દા. ૪૫૬. ) ૩ ટકાની સરકારી નોટનો ભાવ સેં-

કડે ૧૦ ટકા લેખે સરભરના ભાવ કરતાં ઉતરી ગયો તે વખતે વાર્ષિક આવક ૨૦૦૦ પૌંડની કરવાને માટે કેટલા પૌંડ તે નોટ ખરીદવામાં રોકવા જોઇતા હતા?

**૮૯**. ( હં. દા. ૪૫૭. ) એક ગાડીના આગલા પૈડાનો ઘેરાવો ૮ ફુટ ને પાછલા પૈડાનો ઘેરાવો ૧૦ ફુટ છે તો પાછલા પૈડા કરતાં આગલા પૈડાં કેટલા અંતરમાં ૧૦૦ આંટા વધારે ફરશે ?

**૯૦**. ( હં. દા. ૪૫૮. ) ૨૦ ગ્યાલન પાણી સાથે કેટલીક બ્રાંડી મેળવીને બનાવેલી મેળવણીના ૧ ગ્યાલનની કીમત ૨૫ શિલીંગ પડેછે અને ૧ ગ્યાલન ચોખી બ્રાંડીની કીમત ૩૦ શિ. પડેછે તો ઉપલી મેળવણીમાં બ્રાંડી કેટલી હશે ?

**૯૧**. ( હં. દા. ૪૫૯. ) લંડન અને એડિનબરોથી એકજ વખતે બે ગાડીઓ ઉપડી. લંડનવાળી ગાડી ૧ કલાકમાં ૩૦ માઈલ અને એડિનબરોવાળી ૫૦ માઈલ લેખે એકબીજાની સામે ચાલતી આવે છે અને રસ્તામાં જ્યારે ભેગી થઈ ત્યારે માલમ પડયું કે એક ગાડી બીજી ગાડી કરતાં ૧૦૦ માઇલ વધારે ચાલીછે ત્યારે લંડનથી એડિનબરો કેટલું દૂર છે તે શોધી કહાડો ?

**૯૨**. ( હં. દા. ૪૬૪. ) નોટ. દા. ૩૭ ની રીતે કરો.

**૯૩**. ( હં. દા. ૪૬૫. ) એક માણસે કેટલાક પૌંડની ૩ ટકાની લોન લીધી અને બીજાએ પણ તેટલાજ પૌંડની ૩ા ટકાની લોન લીધી તેથી બંનેને વ્યાજની ઉપજ સરખી થાયછે ત્યારે ૩ ટકાની લોનનો ભાવ ૭૫ છે તો ૩ા ટકાની લોનનો ભાવ શો હશે ?

**૯૪**. ( હં. દા. ૪૬૬. ) ૯૦ ફુટ સુધી એકેકની પાસે ૩ કઠેરા છે. પેહેલાં કઠેરામાં ૨ ફુ. બીજામાં ૩ ફુ. અને ત્રીજામાં ૫ પાંચ ફુ. ને અંતરે સળીઆ જડેલા છે. તે કઠેરાની બહારના બાજુએથી એક

માણુસ ચાલતો ચાલતો જાયછે તેના જોવામાં એકી હારમાં ત્રણ સળીઆ કેટલીવાર આવશે ?

૯૫. ( હૅ. દા. ૪૬૭. ) એક ચોરસ ઓરડો ૧૪ ફુ. ઉંચો છે અને તેની લંબાઈ ૧૮ ફુટછે તેમાં ૮ ફુ. ઉંચું અને ૪ ફુટ પોહોળું એવાં બે બારણાં છે અને ૧૦ ફુટ ઉંચી ૫ ફુ. પોહોળી એવી ત્રણ બારીઓ છે તે ઓરડાની ભીંતો રંગવાનો શું ખરચ થશે. બારી રંગાવવી પડતી નથી માટે દરેક બારી દીઠ ૨ પૌં. ૧૬ શિ. ૩ પે. બચશે અને તે ઓરડો કેટલો વધારે ઉંચો હોત તો ખરચ થયો તે કરતાં ૯ શિલિંગ વધારે ખર્ચ થાત ?

૯૬. ( હૅ. દા. ૪૬૮. ) **अ** એક કામ ૬ દિવસમાં પૂરૂં કરેછે તેજ કામનો **ब** ૪ દિવસમાં નાશ કરેછે; **अ**એ ૧૦ દિવસ સુધી કામ કર્યું તે માંહેલા પાછલા ૫ દિવસમાં **ब** તે કામનો નાશ કરતો ગયો. હવે પછી **अ** એકલો તે કામ કેટલા દિવસમાં પૂરૂં કરી રહેશે ?

૯૭. ( હૅ. દા. ૪૭૪. ) ૩ ટકાની ૯૩ ના ભાવની ૮૫૦ પૌંડની લોન અને ૩॥ ટકાના વ્યાજે ૮૧૭ પૌં. ૧૩ શિ. એક વરસ પછી લેણા થવાના છે તે બેમાંની કઈ રકમ, મુદ્દલ રકમ ગ ણુત્રીમાં લેતાં, વધારે કીમતી છે અને દરેકપર કેટલી આવક આવશે ?

૯૮. ( હૅ. દા. ૪૭૫. ) **अ ब** ને **क** ત્રણ કારીગરો છે **अ**, **ब** કરતાં બમણું કામ કરી શકે છે તે ૩ કલાકમાં અડધું કામ કરી શકે છે અને **अ ब** ને **क** ૨$\frac{2}{9}$ કલાકમાં આખું કામ કરી શકે છે તો **ब** ૯ કલાકમાં જેટલું કામ કરી શકે છે તેટલું કામ **क** ૫ કલાકમાં કરી શકશે તે શાબિત કરો ?

૯૯. ( હૅ. દા. ૪૭૮. ) ૩ પુરૂપ ૪ સ્ત્રી ૫ છોકરાં અથવા ૬ છો-

કરીઓ ૬૦ દિવસમાં એક કામ પૂરૂં કરી શકે છે તો ૧ પુરૂષ ૨ સ્ત્રી ૩ છોકરા અને ૪ છોકરીઓ મળીને તે કામ કેટલા દિવસમાં પૂરૂં કરી શકશે ?

**૧૦૦.** ( હેં. દા. ૪૭૯. ) હંગરફોર્ડ પુલના દરેક થાંભલાનો વ્યાસ ૧૫ ફુ. નો છે અને તે દરેક ચોરસ ઇંચે ૭૫૦ ટનનો બોજો ખમી શકે છે તો વર્તુળનું ક્ષેત્રફળ તેના વ્યાસાર્ધના વર્ગ કરતાં ૩.૧૪૧૫૯ ગણું હોય છે તે પ્રમાણે ગણુતાં દરેક થાંભલા પર કેટલો બોજો મૂકી શકાય?

**૧૦૧.** ( હેં. દા. ૪૮૩. ) નોટ. દા. ૩૩૯ ની રીતે કરો.

**૧૦૨.** ( હેં. દા. ૪૮૪. ) ૧.૩ ઈંચ જાડા પાટીઆની બનાવેલી ૧ પેટીની અંદરનો ભાગ ૫૦.૬૫૩ ઘનફુટ છે તો તે પેટીની કોરણુની બહારથી લંબાઈ કેટલી હશે ?

**૧૦૩.** ( હેં. દા. ૪૮૫. ) સેંકડે ⅛ ટકો દલાલીનો આપીને ૩ ટકાની ૯૧ના ભાવની લોન લેવામાં ૧ માણુસે ૮૦૬૩ પૌંડ રોકયા તેની ઊપજના દરેક પૌંડ ઉપર ૫ પેન્સ ઈનકમટેક્સના આપવા પડે છે તે જતાં તેની ચોખી ઊપજ કેટલી ?

**૧૦૪.** ( હેં. દા. ૪૮૭. ) **અ** ને **બ** સરત દોડવા નીકળ્યા તેઓનો વેગ અનુક્રમે ૧૭ અને ૧૮ ના પ્રમાણુમાં છે. **અ** ૧૬ મિ. ૪૮ સે. માં ૨⅜ માઈલ દોડે છે; **બ** તે સરતનો રસ્તો ૩૪ મિ. માં પસાર કરી ગયો તો તે રસ્તાની લંબાઈ કેટલી ?

**૧૦૫.** ( હેં. દા. ૪૮૮. ) કેટલાક ખલાસીઓ એક હોડીને ઉતરતે પાણીએ ૧૦ મિ. માં નદીના મૂળ તરફ ૧⅙ માઈલ સુધી હલેસાં મારી લઈ ગયા તે વખતે પાણીનો વેગ ૧ કલાકમાં ૨ માઈલનો હતો. પણુ સાધારણુ રીતે પાણીનો હમેશ વેગ ૧ કલાકમાં ⅔ માઈલનો હોયછે તો તે વખતે તે હોડીને તેટલે અંતરે લઈ જવાને કેટલો વખત લાગશે ?

**૧૦૬.** ( હૅ. દા. ૪૮૯. ) એક ટાંકી ૧૨ ફુટ લાંબી ૨ ફુ.૪ ઇં. પોહોળી અને ૯ ઇંચિ ઉંડી છે તેમાં કાગળનો માવો ભરેલો છે તે માવાનું કદ સૂકવતાં અડધું થઇ જાયછે અને ૩૦૦ કાગળની જાડાઈ ૧ ઇંચિ થાયછે તો ૮ ઇંચિ લાંબો અને ૬ ઇંચ પહોળો એવા કેટલા કાગળ તે માવાના થશે ?

**૧૦૭.** ( હૅ. દા. ૪૯૦. ) ૫ વાગ્યા પછી ૬ વાગ્યા સુધીમાં ઘડીઆળના બે કાંટા એકબીજાથી કાટખૂણે ક્યારે આવશે ?

**૧૦૮.**( હૅ. દા. ૪૯૩.) એક માણસ પોતાની આવકના એક પૌંડ પર ૧૦ પેન્સ લેખે અને બીજો સેંકડે ૫ ટકા લેખે એવા બે કર આપેછે તે છતાં તેની પાસે ૫૪૫ પૌંડ રહેછે તો તેની મૂળ આવક કેટલી હશે ?

**૧૦૯.** ( હૅ. દા. ૪૯૬. ) એક સિપાઇને ૫ કલાકની રજા મળી છે તે દરમીઆનમાં, દર કલાકમાં ૧૦ માઇલ લેખે ચાલનારી ગાડીમાં બેસીને કેટલા માઈલ સુધી જાય કે જ્યાંથી કલાકમાં ૫ માઈલ લેખે ચાલીને આવતાં રજા પુરી થતાં વખતસર પાછો આવી પહોંચે ?

**૧૧૦.** ( હૅ. દા. ૪૯૭. ) એક માણસે ૩ ટકાની ૯૦ ના ભવની નોટ વેચી દઇને ઉપજેલાં નાણું ૪ ટકાની સરભરના ભાવની (પાર) રૂશિયન સરકારની નોટ લેવામાં રોક્યાં તેથી તેની આવકમાં ૨૦૦ પૌંડ નો વધારો થયો ત્યારે તેણે રૂશિયન સરકારની કેટલી નોટ ખરીદી હશે ?

**૧૧૧.** ( હૅ. દા. ૪૯૯ ) નોટ. દા. ૪૬ ની રીતે કરો.

**૧૧૨.** ( હૅ. દા. ૫૦૩. ) સરખા વજનના બે ચોસલાના નાના નાના ભાગ કર્યા; એકના ૭૩ અને બીજાના ૧૫૩ સરખા વજનના કકડા કર્યા. ત્યારે પેહેલાના ૧૪ કકડા અને બીજાના ૩૭ કકડામાં વધારે વજનદાર કયા કકડા હશે ?

**૧૧૩.** ( હૅ. દા. ૫૦૪. ) જો ૧૩ ડીનેરી=૧૧ ડ્રામ; ૮૦ ડ્રામ;= ૩ ડેરીક અને ૧૧ ડેરીક=૨૫ અડધા સોવરીન થાય છે તો પૌંડ ૧૬૫૦ બરાબર કેટલા ડીનેરાઈ થશે?

**૧૧૪.** ( હૅ. દા. ૫૦૫. ) એક ગ્લાસ ૧ ભાગ દારૂ અને ૩ ભાગ પાણી અને બીજું ગ્લાસ ૧ ભાગ દારૂ અને ૪ ભાગ પાણીથી ભરેલું છે તે બંને ગ્લાસને એક મોટા પ્યાલામાં ખાલી કીધાથી થયેલી મેળવણીમાં દારૂ અને પાણી શા પ્રમાણમાં હશે?

**૧૧૫.** ( હૅ. દા. ૫૦૬. ) બે માણસો એક બીજાને મળવાને નિકળ્યા. તેમાંનો એક દરરોજ ૩૦ માઇલ લેખે ચાલે છે અને બીજો માણસ પેહેલે દિવસે ૧૫ બીજે ૧૮ ત્રીજે ૨૧ એ પ્રમાણે દરરોજ ૩ ત્રણ માઇલ વધારે ચાલે છે તેઓ અડધે રસ્તે મળ્યા ત્યારે તેઓ દરેક કેટલા દિવસ અને કેટલા માઇલ ચાલ્યા હશે તે શોધી કહાડો?

**૧૧૬.** ( હૅ. દા. ૫૦૭. ) એક કામ ૩૬ દિવસમાં પૂરૂં કરાવવા માટે દરરોજ ૯ કલાક પ્રમાણે કામ કરનારા ૧૫ માણસો રાખ્યા. પણ ૨૪ દિવસ પછી માલમ પડયું કે માત્ર $\frac{3}{5}$ કામ થયું છે તેથી બીજા ૩ માણસો વધારે રાખ્યાં તે બધાંએ મળીને તે કામ નીમેલા વખતમાં પૂરૂં કરવા માટે દરરોજ કેટલા કલાક કામ કરવું જોઇએ?

**૧૧૭.** ( હૅ. દા. ૫૧૦. ) એક ગુફામાં ઝરતા સફેતાનાં બે ગચીયાં લટકે છે તેમાંનું એક બીજા ગચીયા કરતાં ૧.૦૨ ઇંચ લાંબુ છે અને ટુંકું ગચીયું દર સો વરસમાં ૩.૦૧૪ ઇંચ વધે છે તે બંને ગચીયાં, ૧૨૫ વરસે એક સરખાં લાંબાં થયાં ત્યારે અસલ જે ગચીયું લાંબુ હતું તે કેટલું વધતું હશે તે શોધી કહાડો?

**૧૧૮.** ( હૅ. દા. ૫૧૩. ) નોટ દા. ૪૩ ની રીતે કરો.

**૧૧૯.** ( હૅ. દા. ૫૧૪. ) મારે ૩૮૧ પૌં. ૫ શિ. કેટલીક મુદત પછી દેવા થવાના છે તેને બદલે હું હમણાજ ૩૭૫ પૌં. આપું તો ૪

ટકા લેખે વ્યાજ ગણતાં તે રકમ કેટલી મુદત પછી દેવી થવાની હશે?

**૧૨૦.** ( હૈ. દા. ૫૭૭.) **अ** એ એક કલાકમાં $\frac{1}{2}$ કામ કર્યું, **ब** એ એક કલાકમાં બાકી રહેલા કામનો $\frac{3}{4}$ ભાગ કર્યો અને **क** એ અધુરૂં કામ ૨૦ મિનિટમાં પૂરૂં કર્યું. તો **अ ब** અને **क** મળીને તે કામ કેટલા દિવસમાં પૂરૂં કરત?

**૧૨૧.** ( હૈ. દા. ૫૧૯. ) ૧૨૦ યાર્ડ લાંબી ટ્રેન કલાકમાં ૨૦ માઇલ લેખે ચાલીને ૧૮ સેકંડમાં ૧ પૂલ પસાર કરી ગઈ તો તે પૂલ લાંબો કેટલો હશે?

**૧૨૨.** ( હૈ. દા. ૫૨૦. ) ૨૦ પુરૂષ ૪૦ સ્ત્રી અને ૫૦ છોકરાં ૭ અઠવાડીઆં સુધી કામ કરીને ૩૫૦ પૌંડ કમાય છે અને ૨ પુરૂષ ૩ સ્ત્રી અથવા ૫ છોકરાં જેટલું કમાય છે તો એક સ્ત્રી એક અઠવાડીઆમાં શું કમાતી હશે?

**૧૨૩.** ( હૈ. દા. ૫૨૩. ) ચાર ઘંટ અનુક્રમે ૩, ૭, ૧૨, ૧૪ સેકંડને અંતરે વાગે છે તેઓ સાથે વાગવા માંડ્યા પછી ફરી પાછા સાથે એકી વખતે ક્યારે વાગશે?

**૧૨૪.** ( હૈ. દા. ૫૨૫. ) સરખા ક્ષેત્રફળનાં બે કાટખૂણુ ખેતરો છે તેમાંના એક ખેતરની એક બાજુ ૯૪૫ યાર્ડ અને બીજી ૧૩૪૪ યાર્ડ લાંબી છે અને બીજા ખેતરની લાંબી બાજુ ૧૧૩૪ યાર્ડ લાંબી છે તો તેની બીજી બાજુ કેટલી લાંબી હશે અને તે દરેક ખેતર કેટકેટલા એકરનું હશે?

**૧૨૫.** ( હૈ. દા. ૫૨૭. ) એક કોથળીમાં કેટલાક સોવરીન, અરધા ક્રાઉન અને શિલિંગના સિક્કા મળીને ૧૫૦ સિક્કા છે. બધા અરધા ક્રાઉન અને શિલિંગના સિક્કાની કીમત બધા સોવરેનના સિક્કાની કિમત બરોબર છે અને સોવરેનના સિક્કાની સંખ્યા અરધા ક્રાઉનના સિક્કાની સંખ્યાનો $\frac{1}{3}$ ભાગ છે તો તેમાં દરેક જાતના સિક્કા

કેટકેટલા હશે ?

**૧૨૬.** ( હેં. દા. ૫૨૮. ) **अ** સવારના ૪ અને **ब** ૫ વાગે કેમ્બ્રીજથી લંડન જવા માટે નીકળ્યા. એ બે ગામ વચ્ચે ૫૦ માઈલનું અંતર છે; **ब**, **अ** ને ૨૦ માઈલે પકડી પાડી આગળ ચાલ્યા જતાં સાંજના ૫ વાગે લંડનમાં આવી પહોંચ્યો ત્યારે **अ** કેટલે વાગે લંડનમાં આવી પહોંચશે ?

**૧૨૭.** ( હેં. દા. ૫૨૯. ) ૯ હંડ્રવેટ માય એવી કેટલીક હાથ ગાડીઓમાં ભરી લાવેલા કોયલાથી એક પીપ ઠેઠ ઉપર સુધી ભર્યું. પછી ૫ પાંચ હંડ્રવેટના કોથળા ભરી લઇને તે પીપ તદન ખાલી કર્યું. તે પીપમાં ૪ થી ૫ ટન સુધી કોયલા ભર્યા હતા તો તે કોયલાનું ખરેખરૂં વજન કેટલું હશે ?

**૧૨૮.** ( હેં. દા. ૫૩૦. ) બે ઘડીઆળમાં સાથે ૧૨ વાગવા માંડ્યા. એકમાં ૩૫ અને બીજામાં ૨૫ સેકંડમા ૧૨ વાગી રહ્યા. તો તે બંને ઘડીઆળના સાતમા ટકોરા વચ્ચે કેટલી મિનિટનું અંતર પડયું હશે ?

**૧૨૯.** ( હેં. દા. ૫૩૪. ) એક કાટખુણીઆ ખેતરની લંબાઇ તેની પોહોળાઇ કરતાં ત્રણ ગણી છે અને તેનું ક્ષેત્રફળ ૬ એકર ૯૬૦ યાર્ડ છે તેના એક ખુણાથી બીજા ખૂણા સુધીનું અંતર શોધી કહાડો ?

**૧૩૦.** ( હેં. દા. ૫૩૫. ) એક માણસે ૧ માઇલ ૪૮૦ યાર્ડ દુર દરિઆમાં ઉભેલા વહાણુમાંથી ફોડેલી તોપનો ઝબકારો જોયો તે પછી ૨ સેકંડે તે વહાણ અને તે માણસની વચ્ચે સીધી લીટીમાં ઉભેલા બીજા વહાણુમાંથી ફોડેલી તોપનો ઝબકારો જોયો. ત્યારપછી ૪ સેકંડે બંને અવાજો એકી વખતે તેના સાંભળવામાં આવ્યાઃ ત્યારે તે બે વહાણુ વચ્ચે અંતર કેટલું હશે ?

**૧૩૧.** ( હેં. દા. ૫૩૬. ) **अ** ને **ब** એક નિશાન તરફ બંદુક

મારે છે તે દરેક પાસે ૫૫ કારતુસ છે. **અ** ૩ મિનિટમાં ૨ બહાર કરે છે અને **બ** ૫ મિનિટમાં ૩ બહાર કરે છે તો **અ** ના કારતુસ થઇ રહ્યા પછી **બ** પાસે કેટલા બહાર કરવા જેટલાં કારતુસ રહેશે ?

**૧૩૨.** ( હૈ. દા. ૫૩૮. ) મંગળવારની સવારે બે ઘડીઆળમાં સાથે ૯ વાગ્યા પછી બુધવારે સવારે એક ઘડીઆળમાં ૧૧માં ૧૦ મિનિટ ઓછી હતી તે વખતે બીજામાં ૧૧ વાગ્યા હતા તો ઉતાવળા ઘડીઆળને કેટલું પાછળ મૂકીએ તો તે બંને ઘડીઆળમાં બુધવારે સાંજે ૯ સાથે વાગે.

**૧૩૩.** ( હૈ. દા. ૫૪૭. ) એક મારફતીઆએ બીજા વેપારીને સેંકડે ૬૦ ટકા નફો લઇને કેટલીક ચા વેચાતી આપી પણ તે વેપારીએ દેવાળું કાડયું તેથી દેવાને પેટે દર પૌંડપર ૭ શિલિંગ અને ૬ પેન્સ લેખે આપે છે તેથી તે મારફતીઆને તે વેચાણથી સેંકડે કેટલા ટકા નફો અથવા ખોટ આવી હશે ?

**૧૩૪.** (હૈ. દા. ૫૪૯.) એક નિશાળની આખી સંખ્યાના ·૦૪૧૬ ભાગના માસ્તરો છે પણ બીજા ૪૦ છોકરા નવા વધેતો માસ્તરોની સંખ્યા આખી સંખ્યાનો ·૦૩૭૫ મો ભાગ થાય તો નવા છોકરાઓ આવ્યા પેહેલાં તે નિશાળમાં માસ્તર અને છોકરાઓ કેટલા હશે ?

**૧૩૫.** (હૈ. દા. ૫૫૦.) એક કલાકમાં ૩૦ માઈલ લેખે ચાલનારી એક સપ્રેસટ્રેન **બ** સ્ટેશને જવા સારૂ **અ** સ્ટેશનથી એક વાગે ઉપડી ત્યારબાદ ૧૫ મિનિટ પછી દર કલાકે ૨૦ માઈલ ચાલનારી ઓર્ડીનરી ટ્રેન તેજ સ્ટેશનેથી ઊપડી. વળી **બ** સ્ટેશનથી **અ** સ્ટેશને આવવા નીકળેલી કલાકમાં ૨૫ માઇલ લેખે ચાલનારી ગાડી રસ્તે ૧ કલાક ચાલી એટલામાં તેને એકસપ્રેસટ્રેન મળી અને બીજી ૨૦ મિનિટે તેને ઓર્ડીનરીનટ્રેન સામી મળી ત્યારે તે ગાડી **અ** સ્ટેશનથી કયારે ઊપડી હશે ?

**૧૩૬.** ( હૈ. દા. ૫૫૫. ) નોટ દા. ૪૭૯ જુઓ.

૧૩૭. ( હૈં. દા. ૫૫૯. ) ૩૭ ગિની માટે ઘોડો વેચતાં મને સેંકડે ૭ાા ટકા લેખે ખોટ ગઈ તો સેંકડે ૧૨ાા ટકા નફો મેળવવાને માટે તે ઘોડો કેટલી કીમતે વેચવો જોઇતો હતો ?

૧૩૮. ( હૈં. દા. ૫૬૦. ) ૭૨ યાર્ડ લાંબી ૪૫ યાર્ડ પહોળી કાટખૂણુ જમીનના કકડામાંથી ૨૭ ફુ. લાંબો અને ૧૩ાા ફુ. પહોળો એવા ચાર કકડા ઘાસ વાવવા માટે રાખીને ૨૫૨ ઘનયાર્ડ પાણી માય એવું ૬ યાર્ડ ચોરસ તળાવ તે જમીનની વચમાં ખોદાવ્યા પછી બાકી રહેલી જમીનપર ૧ ચો. યાર્ડ ૧ પેન્સ લેખે કાંકરા પથરાવવામાં શો ખરચ થયો હશે ? અને તળાવ કેટલું ઉંડુ હશે તે શોધી કહાડો ?

૧૩૯. ( હૈં. દા. ૫૬૫. ) ૧૦ ફુ. ઉંચા અને ૨૦ ફુ. લાંબા ઓરડાનાં બારી બારણાં બાદ કર્યા શીવાય સઘળી ભીંત પર ચોંટાડવાને ૭૬૦ ચો. ફુ. કાગળ જોઇએ છે; તો તે ઓરડાની જમીન પર પથરાઈ રહે એટલી ૬ શી. ૩ પે. ની ૧ ચો. યા. લેખેની સેતરંજીની શી કીમત બેસશે ?

૧૪૦. ( હૈં. દા. ૫૬૭. ) એક ભઠીઆરો પોતાની ઊપજના સેંકડે ૭૦ ટકાનો લોટ લે છે અને તેને તે પર સેંકડે ૨૦ ટકા બીજો ખરચ લાગે છે; પણ ઘઉંનો ભાવ સેંકડે ૫૦ ટકા ઉતર્યો તેથી બીજો ખરચ પણ સેંકડે ૨૫ ટકા ઓછો થવા લાગ્યો તે વખતે ૫ પેન્સના રોટલાની કીમતમાં તે શો ઘટાડો કરે તો તેને નફો તેટલોજ મળે ?

૧૪૧. ( હૈં. દા. ૫૭૦. ) ૪ ટકાને દરે કોઇ ચોકસ રકમનું બે વરસનું ચક્રવૃદ્ધી વ્યાજ તેજ રકમના તેજ દરે તેટલીજ મુદત સુધીના સાદા વ્યાજ કરતાં ૬ પૌંડ વધારે થાય છે તો મુળ રકમ કેટલી ?

૧૪૨. ( હૈં. દા. ૫૭૪. ) જ્યારે ઘઉં ૬ શિલિંગના બુશલ લેખે વેચાય છે ત્યારે ૬ પેન્સના રોટલાનું વજન ૪ાા પાઉંડ થાય છે તો જ્યારે ઘઉં ૭૨ શિલિંગના ૧ ક્વાર્ટર લેખે વેચાશે ત્યારે ૧૫૦ પાઉંડ વજ-

નના રોટલાની શી કીમત બેસશે ?

**૧૪૩.** ( હં. દા. ૫૭૫. ) એક માણસ ૧૨૬૭૦ પૌંડ મૂકી મરી ગયો તે રકમ તેના પાંચ છોકરા અને ત્રણ ભાઈ વચ્ચે એવી રીતે વહેંચવાનું વીલ કીધું હતું કે તેથી વારસા વેરા જતાં દરેક છોકરાને દરેક ભાઈ કરતાં બમણો હિસ્સો મળે. દરેક છોકરાના હિસ્સા પર સેંકડે ૧ ટકા લેખે. અને દરેક ભાઇના હિસ્સા પર ૩ ટકા લેખે વારસા વેરો કાપતાં દરેક છોકરાને તથા દરેક ભાઇને શું મળ્યું હશે ?

**૧૪૪.** ( હં. દા. ૫૭૮. ) ૧૨ પુરૂપ અથવા ૧૮ છોકરા ૧ કામનો $\frac{૩}{૪}$ ભાગ ૬ાા કલાકમાં કરે છે તો બાકી રહેલું કાગ ૧૧ પુરૂપ અને ૯ છોકરા કેટલા દિવસમાં પૂરૂં કરશે ?

**૧૪૫.** ( હં. દા. ૫૮૦. ) એક ટાંકીની અંદરની જગા ૧૮ ઇંચ અને ૨ ઇંચ લાંબી કોરવાળાં બે ઘન માપના સરવાળા બરોબર છે અને તેનાં તળીઆનું ક્ષેત્રફળ ૧$\frac{૧}{૯}$ અને ૧$\frac{૨}{૯}$ ફુટ બાજુવાળા બે ચોરસ માપના તફાવત જેટલું છે તો તે ટાંકી કેટલી ઉંડી હશે તે શોધી કહાડો ?

**૧૪૬.** ( હં. દા. ૫૮૫. ) એક ઈંટ ૯ ઈંચ લાંબી ૪ાા ઇંચ પહોળી અને ૩ ઇંચ જાડી છે એવી કેટલી ઈંટો ૫૨૦ યાર્ડ ૯ ઈ. લાંબી. ૧૫ ફુ. ઉંચી અને ૧૮ ઈ. જાડી ભીંત ચણવામાં જોઇશે ?

**૧૪૭.** ( હં. દા. ૫૮૬. ) પેની ન્યુસપેપરની ૨૦૦૦૦ નકલનું વ-જન $\frac{૩}{૪}$ ટન થાય છે અને જ્યારે તે પેપર ઉપરની જકાત કાડી નાંખવામાં આવી ત્યારે મૂળ મળતરપર સેંકડે ૪$\frac{૧}{૫}$ ટકા નફો વધ્યો ત્યારે દરેક પાઉંડ પેપર ઊપર કેટલી જકાત લેવામાં આવતી હશે ?

**૧૪૮.** ( હં દા. ૫૮૭. ) ૩૯ શિલિંગના એક કવાર્ટર લેખે અને બીજા ઉંચી જાતના ૬ શિલિંગના એક બૂશલ લેખેના ઘઉં મેં વેચાતા લીધા છે તેને શા પ્રમાણમાં મેળવીને ૫૭ શિલંગ ૬ પેન્સના એક ક-વાર્ટર લેખે વેચું તો સેંકડે ૨૫ ટકા નફો મળે ?

**૧૪૯** ( હેં. દા. ૫૮૯. ) એક માણસ ઉતરતે પાણીએ ૪ કલાકમાં નદીના મુખ તરફ ૧૮ માઈલ સુધી ૧ હોડીને હલેસાં મારીને લઈ જાય છે અને ૧૨ કલાકમાં પાછો આવી પહોંચે છે તો તેની હોડી ચલાવવાની ગતી તથા નદીના પાણીની ગતિ શોધી કહાડો ?

**૧૫૦.** ( હેં. દા. ૫૯૬. ) ૪ ટકાને દરે કેટલા પૌંડ વ્યાજે મૂકીએ તો ૯ માસમાં વ્યાજ મુદ્દલ મળી ૧૯૩ પૌંડ ૨ શિલિંગ ૬ પેન્સ થાય ?

**૧૫૧.** ( હેં. દા. ૫૯૭. ) નોટ દા. ૪૬ ની રીતે કરો.

**૧૫૨.** ( હેં. દા. ૫૯૮. ) નોટ દા. ૨૨ ની રીતે કરો.

**૧૫૩.** ( હેં. દા. ૬૦૦. ) એક ગ્રેન સોનાના કકડાને ટીપીને ૫૬ ચો. ઈંચનું વરખનું પાનુ બનાવવામાં આવેછે અને ૧ ઘનફુટ સોનાનું વજન ૧૨૧૫ ટ્રોય પાઉંડ થાયછે અને ૪૦૦ તાવની એક ઈંચ જાડી ચોપડી બને છે એવા દરેક તાવના જેટલી જાડાઈ કેટલા વરખની થશે ?

**૧૫૪.** ( હેં. દા. ૬૦૪. ) એક વેપારી પોતાનો માલ રોકડ કિમતે તેમજ દરવરસે દરસેંકડે ૫ ટકા લેખે નફો ચડાવેલી કીમતે ૭ મહિનાને વાયદે વેચે છે હવે એક ચીજ ઉધાર આપી તેની કિંમત ૬ શિ. ૧૦ પેન્સ લેવાની છે તો તેને બદલે તે રોકડ કિંમત શું લે ?

**૧૫૫.** ( હેં દા. ૬૦૫. ) એક પુરૂષે ૩ ટકાની ૮૦ ના ભાવની લોન ખરીદવામાં ૩૦૦૦ પૌંડ રોકયા. પણ લોનનો ભાવ સેંકડે ૪ ટકા વધ્યો તે વખતે તે લોન વેચી દઈને ઉપજેલાં નાણાં ૩॥ ટકાના ૯૬॥ ના ભાવના શેર લેવામાં રોકાયાં તેથી તેની આવકમાં શો ફેર પડ્યો હશે ?

**૧૫૬.** ( હેં. દા. ૬૧૨. ) દર વરસે દર સેંકડે ૩॥ ટકા લેખે ચક્રવૃદ્ધી વ્યાજ પ્રમાણે ૨ વરસપછી ૨॥ શ ૩૭૪ પૌં. ૧૮ શિ. ૬.૯ પે. મેળવવાને માટે મારે હમણા કઈ રકમ વ્યાજે મૂકવી જોઈએ ?

**૧૫૭.** ( હૅં. દા. ૬૧૫. ) ૪ાા ટકાને દરે એક વરસમાં ૨૭૬ પૌં. ૧૫ શિ. મેળવવાને ૯૬ ના ભાવની લોન લેવા માટે ૯૨ા ના ભાવની કેટલાની લોન વેચી દેવી પડશે ?

**૧૫૮.** ( હૅં. દા. ૬૧૭. ) ૧૧ પાઉંડ કાફીની કીમત ૨ પાઉંડ ચાની કીમત બરાબર, અને ૩ પાઉંડ ચાની કીમત ૨૫ પાઉંડ ખાંડની કીમત જેટલી બેસેછે તો ૧ હંડ્રવેટ ખાંડના ૩ પૌંડ ૧૭ શિલિંગ લેખે ૧ પાઉંડ કાફીની શી કીમત બેસશે ?

**૧૫૯.** ( હૅં. દા. ૬૧૮. ) વરસ બેસતાં તરત ૩૨૭ પૌંડ અમુક દરે વ્યાજે કાઢ્યા અને ૯ મહિના કેડે વળી બીજા ૪૦૦ પૌંડ અગાઉ કરતાં બમણે દરે વ્યાજે કાઢ્યા. વરસ આખરે બધું મળીને ૧૩ પૌં. ૩ શિ. ૬ પેન્સ વ્યાજના થયા તો દરેક રકમ શા દરે વ્યાજે કહાડી હશે ?

**૧૬૦.** ( હૅં. દા. ૬૨૩ ) નોટ દા. ૩૬ ની રીતે કરો.

**૧૬૧.** ( હૅં. દા. ૬૨૪. ) ૪ મહિનાપછી લેણા થવાના ૫૬૬ પૌંડ ૧૦ શિલિંગપર કેટલા ટકાને દરે મુદત કાપી આપવાના ( ડીસ્કાઉંટ ) ૧૬ પૌંડ ૧૦ શિલિંગ થશે ?

**૧૬૨** ( હૅં. દા. ૬૨૫. ) ૧ વેપારીનું માલ ભરેલું વીમો ઉતરાવેલું વહાણ દરિઆમાં ડુબી ગયું ત્યારે દલાલે નુકસાનને બદલે અમુક રકમ આપવા માંડી પણ તે રકમ વીમો ઉતરાવેલી રકમ કરતાં સેંકડે ૧૦ ટકા ઓછી હોવાથી વેપારીએ લેવા ના પાડી ત્યારે દલાલે પેહેલાં આપવા માંડેલી રકમ કરતાં ૩૭૯ પૌંડ ૧૫ શિલિંગ વધારે આપ્યા. તેથી તે વેપારીને વીમો ઉતરાવેલી રકમ કરતાં સેંકડે પાા ટકા વધારે મળ્યા. તો વીમો ઉતરાવેલી રકમ શી હશે ?

**૧૬૩.** ( હૅં. દા. ૬૨૮. ) ૪ શિ. ૮ પેન્સની ૧ પાઉંડ લેખે ચાવેચતાં એક ગાંધીને બેઠેલી કિમતનો $\frac{1}{8}$ ભાગ નફો મળ્યો; પણ જો તેજ

ચા તેણે ૫ શિલિંગની ૧ પાઉંડ લેખે વેચી હોત તો તેને સેંકડે શો નફો મળત ?

**૧૬૪.** ( હેં. દા. ૫૨૯. ) મારી પાસે કેટલાક અડધા ક્રાઉન, ફ્લોરીન અને શિલિંગના સિક્કા મળી ૧૨ પૌંડ ૪ શિલિંગ છે તેમાં દરેક જાતના સિક્કાની સંખ્યા અનુક્રમે ૭, ૫ અને ૩ ના પ્રમાણમાં છે તો દરેક જાતના સિક્કા કેટ કેટલા હશે તે શોધી કહાડો ?

**૧૬૫.** ( હેં. દા. ૬૩૩. ) જો ૩ ટકાની નોટનો ભાવ ૯૩॥ હોય તો સેંકડે ૪ ટકાના ૫૦ પૌંડના શેરનો શો ભાવ હોવો જોઈએ કે જેથી કરીને બંનેની આવક સરખી આવે ?

**૧૬૬.** ( હેં. દા. ૬૩૫. ) નોટ દા. ૧૦૮ની રીતે કરો.

**૧૬૭.** (હેં. દા. ૬૩૮.) એક દેવાળીઆ પાસે ૬૭૫ પૌંડની પુંજી છે તેમાંથી તે પોતાનું અડધું દેવુ દર પૌંડે ૧૫ શિ. લેખે અને બીજુ અડધું દર પૌંડે ૧૨ શિ. લેખે આપીને પતાવે છે તો તેનું એકંદર દેવું કેટલું હશે ?

**૧૬૭.** બ. (હેં. દા. ૬૩૯. ) એક ગાંધીએ ૧ પૌં. ૧૯ શી. ૧૦$\frac{1}{2}$ પે. ના ૧ હંડ્રેડવેટના ભાવની ૫૬૭ હંડ્રેડવેટ ખાંડ લીધી અને તેમાં ૨ પૌં.૨ શી. ૬$\frac{3}{4}$ પે. ના હંડ્રેડવેટ લેખેની ૧૧૬૧ હંડ્રેડવેટ ખાંડ મેળવી દીધી. હવે તે મેળવણીનો દરેક પાઉંડ તે શા ભાવે વેચે તો તેને સેંકડે ૧૨ ટકા નફો મળે ?

**૧૬૮.** ( હેં. દા. ૬૪૦. ) ૬ ટકાને દરે સાદા વ્યાજે રોકડ કિમત ઉપર ભાવ વધારેલી કિમતે ૯ મહિનાને વાયદે એક ચીજ વેચવામાં આવે છે તો તેની રોકડ અને વાયદાની કિમતનો મુકાબલો કરો; અને કેટલીક ચીજોની વાયદાની કિમત પૌંડ ૧૧૪·૧ શિ. ૭ પેન્સ પડે છે તો તેની રોકડ કિમત કેટલી પડશે ?

**૧૬૯.** ( હેં. દા. ૬૪૩. ) ચલણની કિમત પ્રમાણે પગારમાં વધારો

ઘટાડો કરવામાં આવે છે. તો હવે જ્યારે ૧ ક્વાર્ટર ઘઉંની કિંમત ૬૪ શિલિંગ બેસે છે ત્યારે ૧૮ માણસો ૪ અઠવાડીઆં સુધી કામ કરીને ૪૩ પૌંડ ૪ શિલિંગ કમાય છે તો જ્યારે ૧૬ માણસો ૫ અઠવાડીઆ સુધી કામ કરીને ૬૭ પૌંડ ૧૦ શિલિંગ કમાય છે ત્યારે ઘઉ શા ભાવે વેચાતા હશે ?

**૧૭૦.** (હૅ. દા. ૬૪૪.) એક કંટ્રાકટરે અમુક કામમાટે ૫૦૦૦ પૌંડનું ટૅનડર મોકલ્યું. વળી બીજા કંટ્રાકટરે ૪૮૫૦ પૌંડનું ટેનડર મોકલ્યું પણ તેણે દર ત્રણ મહીને ૪ ટકાને દરે સાદે વ્યાજે ૫૦૦ પૌંડ ઊપાડવાનો કરાર કર્યો હતો; બંને બાબતમાં કામ બે વર્ષમાં પૂરૂં કરવાનું હતું તો તે બંને ટેનડરોમાં કેટલો ફેર પડશે ?

**૧૭૧.** (હૅ. દા. ૬૪૭.) જો બે છોકરા અને ૧ મરદ મળી ૧ કામ ૪ કલાકમાં પૂરૂં કરી શકે છે અને ૨ મરદ અને ૧ છોકરો મળી તેજ કામ ૩ કલાકમાં પૂરૂં કરી શકે છે તો ૧ મરદને ૧ છોકરાને અને ૧ મરદ અને ૧ છોકરાને તે કામ પૂરૂં કરતાં કેટલા કલાક લાગશે ?

**૧૭૨.** (હૅ. દા. ૬૫૪.) એક લડાઇમાં હારી ગયા પછી એક સરદારને માલમ પડયું કે મારા લસ્કરનો ફકત $\frac{3}{5}$ ભાગ લડી શકે એવો રહેલો છે, $\frac{2}{7}$ ભાગના આદમીઓ જખમી થયા છે અને બાકીના ૨૦૦૦ માણસો મરી ગયાં છે અથવા નાસી ગયાં છે ત્યારે તે લડાઇ અગાઉ તેના લસ્કરમાં કેટલાં આદમી હશે ?

**૧૭૩.** (હૅ. દા. ૬૫૫.) એક કલાકમાં ૧૦ માઈલ લેખે ચાલનારી માલ ગાડી સ્ટેશન પરથી ઊપડ્યા પછી ૪ કલાકે બીજી એક ગાડી તેની પાછળ જવા ઉપડી તે દર કલાકે ૧૬$\frac{2}{3}$ માઇલ ચાલતી હતી તેણે પેહેલી ઊપડેલી ગાડીને રસ્તામાં કેટલા માઈલ ચાલ્યા પછી પકડી પાડી હશે ?

**૧૭૪.** (હૅ દા. ૬૫૬.) નોટ દા. ૩૬ ની રીતે કરો.

**૧૭૫.** ( હું. દા. ૬૫૮. ) જુઓ નોટ દા. ૧૧૬

**૧૭૬.** ( હૈ. દા. ૬૬૦. ) નોટ દા. ૮૬ ની રીતે કરો.

**૧૭૭.** ( હૈ. દા. ૬૬૨. ) $\frac{૩.\dot{૫}-૧.૮\dot{૩}}{૯.\dot{૭}-૬.\dot{૪}} \times \frac{૧}{૩૬} \div \frac{૩.૨૪.૧\dot{૦}\dot{૧}}{૨.\dot{૧}\dot{૫}}$ ની કીમત કહાડો.

**૧૭૮.** ( હૈ. દા. ૬૬૩. ) નોટ દા. ૧૮૭ ની રીતે કરો.

**૧૭૯.** ( હૈ. દા. ૬૬૫. ) કોઈ અમુક રકમનું સાદું વ્યાજ ૨૮ પૌંડ થાયછે અને તેજ રકમપર તેટલાજ વખત સુધીમાં ૨૧ પૌંડ ૧૭ શિલિંગ ૬ પેન્સ. મુદત બદલ કાપી આપવા (ડીસ્કાઉંટના ) પડે છે તો તે રકમ કેટલી ?

**૧૮૦.** ( હૈ. દા. ૬૬૬. ) એક દારૂવાળાએ બે જાતનો દારૂ સરખે વજને લીધો તેમાંની એક જાતનો બીજી જાત કરતાં દરેક ગ્યાલનપર ૧ શિલિંગ વધારે ભાવ આપીને લીધો છે તે બંને જાતને ભેગી કરીને ૧૬ શિલિંગ ૬ પેન્સના ૧ ગ્યાલન લેખે વેચી મારતાં તેને રોકેલાં નાણાંપર સેંકડે ૧૦ ટકા નફો મળ્યો ત્યારે તે વેપારીએ દરેક જાતના દારૂના ૧ ગ્યાલનની કીમત શી આપી હશે ?

**૧૮૧.** ( હૈ. દા. ૬૬૯. ) ૧૩ ઘેટાં અને ૧૧ ડુક્કરની કિમત ૪૯ પૌંડ અને ૭ ઘેટાંને ૩૩ ડુક્કરની કિમત ૬૭ પૌંડ પડેછે તો દરેક ઘેટાંની અને ડુક્કરની કીમત શું હશે ?

**૧૮૨.** ( હૈ. દા. ૬૭૫. ) ૧ માણસે પોતાની મિલકતનો $\frac{૧}{૩}$ ભાગ બેંકની લોન લેવામાં $\frac{૧}{૬}$ ભાગ નોટો લેવામાં અને બાકીનો ભાગ રેલવેના શેર લેવામાં રોકેલો હતો જ્યારે તે લોન, નોટ તથા શેર વેચી દીધા ત્યારે તેણે દરેકમાં અનુક્રમે સેંકડે ૫, ૩ અને ૨ ટકા લેખે બધા મળી નફાના ૬૧૯૦ પૌંડ મળ્યા. ત્યારે તે મૂળ મિલકત કેટલી હશે?

**૧૮૩.** ( હૈ. દા. ૬૭૭. ) નોટ દા. ૧૭૨ ની રીતે કરો.

**૧૮૪.** ( હૈ. દા. ૬૮૧. ) નોટ દા. ૧૫૮ ની રીતે કરો.

**૧૮૫.** ( હૈં. દા. ૬૮૫. ) એક વેપારીએ દારૂનાં બે પીપ વેચાતાં લીધાં એકની ૧૨૦ અને બીજાની ૧૧૦ પૌંડ કિમત આપી હતી વળી તેણે ત્રીજું પીપ વેચાતું લીધું અને તે ત્રણે પીપનો દારૂ ભેગો કર્યા પછી ૪૫ શિલિંગના ૧ ડઝન લેખે વેચતાં રોકેલાં નાણાંપર સેંકડે ૧૨॥ ટકા નફો મળ્યો, ત્યારે ૧ પીપ=૧૨ ડઝન લેખે ગણતાં તેને ત્રીજા પીપની કીમત શી બેઠી હશે ?

**૧૮૬.** (હૈં દા. ૬૮૬.) જ્યારે ઓટ નામના ધાન્યના ૧ કવાર્ટરનો ભાવ ૨૮ શિલિંગ બેસતો હતો ત્યારે ૧ ઘોડાનો ૧ અઠવાડીઆ સુધીનો ખરચ ૧૭ શિલિંગ ૩ પેન્સ થતો હતો પણ હવે ૧ કવાર્ટરના ૨૪ શિલિંગ બેસે છે તેથી ૧૫ શિલિંગ ૧૧ પેન્સ ખરચ થાય છે ત્યારે તે ઘોડો વરસ દહાડામાં કેટલું અનાજ ખાતો હશે ?

**૧૮૭.** ( હૈં. દા. ૬૮૭. ) એક ઓરડાની પોહોળાઇ લંબાઈના $\frac{3}{3}$ ભાગ અને ઉંચાઈના $\frac{3}{2}$ ભાગની બરોબર છે તેની અંદરની જગા ૫૮૩૨ ઘનફુટ છે તો તે ઓરડાની લંબાઇ, પોહોળાઈ અને ઉંચાઇ કેટલી ?

**૧૮૮.** ( હૈં. દા. ૬૮૯. ) નોટ દા. ૧૭૯ ની રીતે કરો.

**૧૮૯.** ( હૈં. દા. ૬૯૦. ) એક ગાંધીએ લીલી ચા લીધી તેના કરતાં બમણી કાળી ચા લીધી; લીલી ચાનો ભાવ કાળી ચા કરતાં ૧ પાઉંડે ૨ શિલિંગ વધારે આપ્યો હતો બધી ચા મેળવી દીધા પછી ૫ શિલિંગના ૧ પાઉંડ લેખે છુટક વેચતાં તેને રોકેલાં નાણાં પર સેંકડે ૨૫ ટકા નફો મળ્યો ત્યારે દરેક ચા પર તેણે શું આપ્યું હશે ?

**૧૯૦.** ( હૈં. દા. ૬૯૪. ) એક માણસે કાંઈ કામ કરવા માટે એક મજુર રાખ્યો તેની સાથે એવી સરત કરી હતી કે જે દિવસે તે કામ કરે તે દિવસના તેને ૨ શિલિંગ આપવા પણ જે દિવસે તે ગેર હાજર રહી જાય તે દહાડાના ૯ પેન્સ કાપી લેવા. આ સરત પ્રમાણે તેણે જેટલા દિવસ ગેરહાજર રહ્યો તેના કરતાં બમણા દિવસ કામ

કરીને છેલ્લે સરવાળે ૧ પૌંડ ૧૯ શિલિંગ મેળવ્યા તો તે કામ કેટલા દિવસ પહોંચ્યું હશે ?

**૧૯૧.** ( હૅં. દા. ૬૯૫. ) **अ** ને **ब** ૪ દિવસમાં, **अ** ને **क** ૬ દિવસમાં, અને **ब** ને **क** મળી ૮ દિવસમાં કરી શકે એવું એક કામ તે ત્રણ જણ મળીને કેટલા દિવસમાં પૂરૂં કરી શકશે ?

**૧૯૨.** ( હૅં. દા. ૬૯૬. ) નોટ દા. ૧૧૩ની રીતે કરો.

**૧૯૩.** ( હૅં. દા. ૬૯૮. ) એક કલાકમાં **अ**, **ब** અને **क** અનુક્રમે ૩,૪, અને ૫ માઇલિ ચાલી શકેછે તેઓ **प** સ્ટેશનપરથી એક એક કલાકને અંતરે નીકળ્યા. **अ** પેહેલો નિકળ્યો અને **ब**, **अ** ને પકડી પાછા પછી **प** સ્ટેશને આવવા પાછો ફર્યો તેને **क** રસ્તામાં ક્યાં આગળ મળ્યો હશે ?

**૧૯૪.** ( હૅં. દા. ૬૯૯. ) એક માણસ પાસે **प**, **क**, અને **र** એવાં ત્રણ વાસણ છે. **प**માં એક, **क**માં બે અને **र**માં ત્રણ ગ્યાલન માય છે. **प** ખાલી છે, **क** પાણીથી ભરેલું છે અને **र** દારૂથી ભરેલું છે. તે માણસ **क** માંથી **प** ભરી લેછે અને **क** નો અધુરો થયલો ભાગ **र** માંથી ભરી લેછે અને પછી **र** માં **प** ખાલી કરેછે. આ પ્રમાણે બે વાર કર્યા પછી **क** માંહેલો દારૂ **र** માંહેલા પાણી સાથે શા પ્રમાણમાં રહેશે ?

**૧૯૫.** ( હૅં. દા. ૭૦૩. ) ૧ માણસ પાસે ૪ ટકાની ૧૯૦૦ પૌંડની રૂશિઆની લોન હતી તે ૧૦૪ ને ભાવે વેચી દીધી, અને ઉપજેલાં નાણાંમાંથી ૯૬૨ પૌંડ ૧૩ શિલિંગ અને ૪ પેન્સ ૩ ટકાની ૯૫ ના ભાવની નોટ લેવામાં રોકેછે ને બાકીનાં નાણાં વ્યાજે આપે છે તેનાપર તે કેટલા દરે વ્યાજ લે તો પેહેલાં જેટલીજ ઉપજ થાય ?

**૧૯૬.** ( હૅં. દા. ૭૦૭. ) **अ** અને **ब** એ ૬૦ પૌં. માટે ૧ ખેતર ભાડે રાખ્યું. પછી **अ** એ ૧૦ ઘોડા $1\frac{1}{2}$ મહિના સુધી, ૨ મહિના સુધી ૩૦ બળદ અને $3\frac{1}{2}$ મહિના સુધી ૧૦૦ ઘેટાં તેમાં ચરવા

મુક્યાં; અને ब એ ૧ મહિના સુધી ૨૦ ઘોડા, ૧$\frac{1}{2}$ મહિના સુધી ૪૦ બળદ અને ૪ મહિના સુધી ૨૦૦ ઘેટાં ચરવા મુક્યાં. દરેક ઘોડો, બળદ અને ઘેટું સરખા વખતમાં ૩,૨,૧ ના પ્રમાણમાં ખાયછે ત્યારે દરેક જણે કેટકેટલું ભાડું આપવું પડશે?

૧૯૭. (હેં. દા. ૭૦૯.) એક કામ કરવામાં ૧ મરદ અને ૧ છોકરો વારા ફરતી ૧ એક દિવસ કામ કરેછે. તે કામ છોકરો એકલો ૧૩ દિવસમાં કરી શકે એટલું છે, જો છોકરો પેહેલે દિવસે કામ કરવા માંડે તો મરદ પેહેલે દિવસે કામ કરવા માંડે ને જેટલા દિવસમાં કામ પૂરૂં થાય તેના કરતાં ૦॥ દિવસ વધારે લાગેછે તો એ બંને જણ સાથે કામ કરીને તે કામ કેટલા દિવસમાં પૂરૂં કરશે?

૧૯૮. (હેં. દા. ૭૧૦.) એક કંપની ૧૦૦ પૌંડના શેરપર સૈંકડે ૫ ટકા અને બીજી કંપની ૭ પૌં. ૧૦ શિલિંગના શેરપર સૈંકડે ૪$\frac{1}{2}$ ટકા વ્યાજ આપેછે, હવે પેહેલાંની કિંમત ૧૨૪ પૌંડ ૧૦ શિ. અને બીજાની ૮ પૌંડ ૧૦ શિ. છે, ત્યારે તે બંનેના વ્યાજના દર સરખાવો.

૧૯૯. (હેં. દા. ૭૧૨.) ૧ કલાકમાં ૩॥ માઇલ લેખે ચાલતાં ૧૩ એકર ૮૧ યાર્ડ ક્ષેત્રફળ વાળાં ચોરસ ખેતરની આસપાસ ફરી આવતાં કેટલો વખત લાગશે?

૨૦૦. (હેં. દા. ૭૧૪.) નોટ દા. ૫૦૦ જુઓ.

૨૦૧. (હેં. દા. ૭૧૫.) એક કામ ૫૦ દિવસમાં પૂરૂં કરવાને ૩૫ માણસોને કામે લગાડ્યાં છે, પણ ૧૨ દિ. પછી તેઓમાંના ૧૬ માણસો જતાં રહ્યાં તો બાકીના માણસોને તે અધુરૂં કામ પૂરૂં કરવાને કેટલા દિવસ લાગશે?

૨૦૨. (હેં. દા. ૭૧૮.) अ પાસેથી ब ના ૨૭૨૫ પૌંડ ૨ વર્ષ પછી લેણા થવાના છે તેપર મુદત કાપી લઈ अ બાકીનાં નાણાં તરત આપેછે, તે નાણાંને ब ૫ ટકાને દરે વ્યાજે મૂકે છે. તો તે વ્યવ-

હારથી તેને ૨૫ પૌંડ નફો મળે છે. તો તેણે શા દરે મુદત કાપી આપી હશે?

**૨૦૩.** ( હેં. દા. ૭૧૯. ) ૩ ફુટ લાંબા ફટકાવાળા ૫ બંબા દરરોજના ૧૫ કલાક પ્રમાણે ૫ દિવસ સુધી કામ કરીને ૧ ખાંણુમાંનું પાણી કાડી નાંખે છે, તો ૨॥ ફુ. લાંબા ફટકાવાળા કેટલા બંબા દરરોજના ૧૦ કલાક પ્રમાણે ૧૨ દિવસ સુધી કામ કરીને તે ખાણુમાંનું પાણી ખાલી કરશે? યાદ રાખવું કે પેહેલા કહેલા બંબાના ફટકા બીજા બંબાના ફટકા કરતાં ચોગણી ઉતાવળથી વાગેછે.

**૨૦૪.** ( હેં. દા. ૭૨૩. ) એક માણુસ ૨૪૦ એકરનું એક ખેતર ૬૫૦૦ પૌંડ માટે ખરીદ કરેછે, અને તે સુધરાવવામાં કેટલાક પૈસા નાંખ્યા પછી ૨૪ શિલિંગના ૧ એકર લેખે ભાડે આપેછે તેથી તેને પોતાના નાણાંપર સેંકડે ૩$\frac{3}{4}$ ટકા મળે છે તો તેને તે ખેત સુધરાવવાનો ખરચ શો થયો હશે?

**૨૦૫.** ( હેં. દા. ૭૨૪. ) રેલવેના ૧૦૦ પૌંડના શેરનો ભાવ ૫૨॥ થયો હતો અને તેનાપર સેંકડે ૧$\frac{1}{2}$ ટકા વ્યાજ વહેંચાતું હતું તે વખતે ૧ માણુસે બધા શેર વેચી દઇને ઉપજેલાં નાણાં ૩ ટકાના ૯૫$\frac{5}{8}$ના ભાવનાં શેર લેવામાં રોકયાં, તેથી તેની આવકમાં વધારો થયો હશે કે ઘટાડો?

**૨૦૬.** ( હેં. દા. ૭૨૫. ) ૫ મરદ અને ૩ છોકરા ૪ દિવસમાં ૨૩ એકરની કાપણી કરી શકેછે, અને ૩ મરદ ૨ છોકરા ૨ દિવસમાં ૭ એકરની કાપણી કરી શકેછે તો ૬ દિવસમાં ૪૫ એકરની કાપણી કરી રહેવાને ૭ મરદને કેટલા છોકરાની મદદ જોઇશે?

**૨૦૭.** ( હેં. દા. ૭૨૭. ) નોટ દા. ૧૮૧ ની રીતે કરો.

**૨૦૮.** (હેં. દા. ૭૩૫. ) એક માણુસે ૧ ચીજ લઇને સેંકડે ૫ ટકા નફો ખાઇ વેચી દીધી પણ જો તેણે તે ચીજ સેંકડે ૫ ટકા

ઓછા આપી ખરીદી હોત, અને વેચી તે કરતાં ૧ શિલિંગ ઓછો લીધો હોત તો તેને સેંકડે દશ ટકા નફો મળત. તો તેને તે ચીજની શી કિંમત બેઠી હશે ?

**૨૦૯** ( હેં. દા ૭૩૬. ) એક માણસ પાસે ૩ ટકાની ૫૦૦૦પૌંડની લોન છે તે વેચી દઇને ઉપજેલાં નાણાં ૩॥ ટકાની ૮૭॥ ના ભાવની લોન લેવામાં રોકેછે, તેથી તેની આવકમાં ૫ પૌંડનો વધારો થાયછે. તો ૩ ટકાની લોન શા ભાવે વેચી હશે ?

**૨૧૦.** (હેં. દા. ૭૩૭.) ૫ ટકાને દરે કઇ રકમના બે વર્ષના સાદા અને ચક્રવૃદ્ધી વ્યાજ વચ્ચે ૫ પૌંડ ૧૮ શિ. ૯$\frac{3}{4}$ પે. નો તફાવત પડશે ?

**૨૧૧.** ( હેં. દા. ૭૩૯. ) ૧૦૦ યાર્ડ સુધી દોડવાની સરતમાં **अ**, **ब** ને ૪, અને **क** ને ૫ યાર્ડ આગળ નીકળવા દે, પણ ૧૦૦ યાર્ડની સરતમાં **ब**, **क** ને ૧ યાર્ડ આગળ જવા દેછે તો એ બેમાંથી કોણ જીતશે ?

**૨૧૨.** ( હેં. દા. ૭૪૦. ) એક વાસણ અરધું ભરેલું હતું તેમાંથી ૯ ગ્યાલન કાડી લેતાં આખા વાસણનો $\frac{1}{5}$ ભાગ ભરેલો રહ્યો, તો તે વાસણ કેટલા માપનું હશે ?

**૨૧૩.** ( હેં. દા. ૭૪૪. ) નોટ દા. ૪૬ ની રીતે કરો.

**૨૧૪.** ( હેં. દા. ૭૪૫. ) નોટ દા. ૨૩૫ ની રીતે કરો.

**૨૧૫.** ( હેં. દા. ૭૪૬. ) બે માણસો ૧ બાગની આસપાસ ફરી વળવાને માટે સામસામી બાજુએ ગયા. એક માણસ કલાકમાં ૩ અને બીજો ૪ માઈલ લેખે ચાલતો હતો, તેઓ ૧૦ મિનિટ પછી ભેગા થયા તો તે બાગનો ઘેરાવો કેટલો હશે ?

**૨૧૬.** ( હેં. દા. ૭૪૮. ) એક નાણાવટી ૩ મહિના પછી લેણી થવાની હુંડીપર ૪ ટકા લેખે વાસ્તવિક રીતે મુદત બદલ કાપવાની ખરી રકમ ઉપરાંત વેપારીની રીતે ૫ શિ. ૧$\frac{3}{4}$ પે. વધારે કાપે છે તો તે હુંડી કેટલી કિંમતની હશે ?

**૨૧૭.** ( હૈં. દા. ૭૪૯. ) એક ગાંધીએ ૨ હંડ્રવેટ ચાહા લીધી છે તેમાંની પેહેલી જાતની ચાહા સેંકડે ૫ ટકા લેખે નફો ખાઇને અને બીજી જાતની ચાહાની કિંમત ૧ પૌંડ વધારે બેઠી છે, તે સેંકડે ૧૨ ટકા નફો ખાઇને વેચે તો બંનેની છુટક એકેક પાઉંડ વજનની વેચાણ કિમતમાં ૪ પેન્સનો તફાવત પડે છે, તો દરેક જાતની ચાહાના ૧ હંડ્રવેટની શું કિંમત બેઠી હશે ?

**૨૧૮.** ( હૈં. દા. ૭૫૦. ) નોટ દા. **૧૭૨** ની રીતે કરો ?

**૨૧૯.** (હૈં. દા. ૭૫૪.) ૬ ટકાને દરે ચક્રવૃદ્ધી વ્યાજ પ્રમાણે ૧૨૫૦૦ પૌંડ વ્યાજ મુદ્દલ મળીને કેટલી મુદતમાં **૧૫૧૮૫** પૌંડ ૯ શિ. ૦.૯૬ પેન્સ થશે ?

**૨૨૦.** (હૈં દા. ૭૫૬.) એક ગાંધી ૧ શિ. ૧ાા પેન્સના ૧ પાંઉડ લેખેના ૧૮ પાંઉડ બૂંદમાં ૩$\frac{3}{4}$ પેન્સની ૧ પાઉંડ લેખેની ચીકોરી ૧૨ પાઉંડ મેળવે છે તે મેળવણી શા ભાવ વેચે તો તેને સેકડે ૨૫ ટકા નફો મળે ?

**૨૨૧.** ( હૈં. દા. ૭૫૭. ) ૧૦૦૦ પૌંડ માટે મેં એક ખેતર વેચાતું લીધું તેના પર દર વરસે ૩૦ પૌંડ ગણોતના આવે છે તેને તરત ૪ ટકાને દરે ચક્રવૃદ્ધી વ્યાજે મૂકું છું. ૩ વરસ પછી તે ખેતર વેચ્યું તેના ૧૦૩૦ પૌંડ ઊપજ્યા; જો તે ખેતર મેં વેચાતું લીધું ન હોત, અને ખેતરની જેટલી કિમત આપી હતી તે નાણાં ગણોત પ્રમાણેના દરે વ્યાજે મૂકયા હોત તો મને શો ફાયદો થાત કે ખોટ જાત ?

**૨૨૨.** ( હૈં. દા. ૭૫૮. ) કોઈ અમુક રકમ ૯ મહિના પછી લેણી થવાની છે, તેના પર મુદત બદલ કાપવાના ( ડીસ્કાઉંટના ) ૨૦ પૌંડ થાય છે અને તેજ રકમના તેટલી મુદતના સાદા વ્યાજના ૨૦ પૌંડ ૧૫ શિ. થાય છે, તો તે રકમ તથા વ્યાજનો દર શો હશે તે શોધી કહાડો ?

**૨૨૩.** ( હૈં. દા. ૭૫૯. ) એક ખેતરની આવકમાંથી એક પૌંડે ૭ પેન્સ લેખે ઇન્કમટેક્સના અને સેકડે ૩$\frac{3}{4}$ ટકા લેખે ૫૦૦૦ પૌંડનું વ્યાજ

આપ્યા પછી ચોખ્ખા ૭૪૭ પૌં. ૫ શી. ૧૦ પેન્સ રહ્યા ત્યારે આપેલા ઇન્કમટેક્સની રકમ અને કુલ આવકની રકમ શોધી કાઢો.

૨૨૪. ( હેં. દા. ૭૬૨ ) ૩ ઇંચ ચોરસ અને $\frac{1}{2}$ ઇંચ જાડા સોનાના પતરાને ટીપી ટીપીને ૭ યાર્ડ ચોરસ જમીન ઢંકાઇ રહે એવડો કરવામાં આવ્યો તે વખતે તે કેટલો જાડો હશે ?

૨૨૫. ( હેં. દા. ૭૬૩. ) એક દેવાદારની ૨૧૦૦૦ પૌંડની કીમતની મીલકત તેના ચાર માગનાર વચ્ચે વેંહેચી આપવી છે; તે માગનારાનો હક નીચેના પ્રમાણમાં છે अ : व :: ૨ : ૩, ब : क :: ૪ : ૫, क : ड :: ૬ : ૭; ત્યારે દરેક માગનારને શું મળશે ?

૨૨૬. ( હેં. દા. ૭૬૪. ) કોઇ એક ચોકસ રકમ ૩ વરશ પછી લેણી થવાની છે તેના પર મુદત બદલ કાપવાના ( ડીસ્કાઉંટના ) ૩૦ પૌંડ થાય છે અને તેજ રકમ પર તેટલીજ મુદતના સાદા વ્યાજના ૩૩ પૌંડ. ૧૨ શિ. થાય છે તો તે રકમ અને વ્યાજની તેરીખ શોધી કાઢો.

૨૨૭. ( હેં. દા. ૭૬૬ ) अ અને ब સરત દોડે છે તેમાં अ ૨૦ યાર્ડ અગાડી નીકળી જાય છે, क અને ड સરત દોડે છે તેમાં क ૬૦ યાર્ડ અગાડી નીકળી જાય છે, ब અને ड સરત દોડે છે તેમાં ब ૪૦ યાર્ડ અગાડી નીકળી જાય છે; સરતનો રસ્તો ૧ માઇલ લાંબો છે; તેના પર अ અને क દોડે તો કોણ અગાડી નીકળશે અને તે કેટલો અગાડી નીકળશે ?

૨૨૮ ( હેં. દા. ૭૬૯. ) अ ની પાસે પાંચ ઘર છે તેમાંનું દરેક ૫૦ પૌંડે ભાડે આપ્યું છે, ब ની પાસે ૬ ઘર છે તેમાંનું દરેક ૪૦ પૌંડે ભાડેઆપ્યું છે અને क ની પાસે ૭ ઘર છે તેમાનું દરેક ૩૫ પૌંડે ભાડે આપ્યું છે. તે બધાં ઘરપર મળી ૫ પાઉન્ડ. ૨ શી. ૧ પેન્સનો વેરો ઉપજ્યો તો દરેક જણે કેટલો વેરો આપવો પડયો હશે ?

૨૨૯. ( હેં. દા. ૭૭૦. ) ૫ શિલિંગ ૪ પેન્સની ૧ પાઉંડ લેખે ગાંસડાં

વેચતાં ૧ ગાંધાને રોકેલાં નાણાંનો ૧/૭ ભાગ નફો મળ્યો. ત્યાર પછી તે ચાહાનો ભાવ વધારીને ૬ શિ. ના ૧ પાઉંડ લેખે વેચે તો તેને સેંકડે કેટલા ટકા નફો મળશે ?

**૨૩૦.** ( હં. દા. ૭૭૨. ) જો ૫ મરદ ૮ છોકરાના જેટલું કામ ૧ દિવસમાં કરી શકે તો ૧ કામનો ૧/૬ ભાગ ૧૫ માણસોએ ૧૬ દિવસમાં પૂરો કર્યા પછી તે કામ ૩૨ છોકરાઓ કેટલા દિવસમાં પૂરૂં કરી શકશે ?

**૨૩૧.** ( હં. દા. ૭૭૩. ) એક નાણાવટી ૩॥ ટકાને દરે કેટલાક પૌંડ વ્યાજે લઈને તે રકમનું વ્યાજ વરસ આખરે આપેછે, અને વ્યાજે લીધેલી રકમ ૫ ટકાને દરે ૬ છ મહીને વ્યાજ લેવાની સરતે ધીરે છે તેથી તેને વરસ દહાડે ૨૦૦ પૌંડ નફાના મળે છે. તો તેણે ઊપાડેલી રકમ કેટલી ?

**૨૩૨.** ( હં. દા. ૭૭૪. ) ૭ ભાગ સૂરોખાર તો ૩ ભાગ ગંધક એ પ્રમાણમાં બનાવેલી ૮૦ પાઉંડ મેળવણીમાં કેટલો સૂરોખાર મેળવીએ તો તે માંહેલો સૂરોખાર અને ગંધક ૧૧ અને ૪ ના પ્રમાણમાં રહે ?

**૨૩૩.** ( હં. દા. ૭૭૫. ) એક વેપારી ૪ શિલિંગના ૧ પાઉંડના ભાવે ૧ હંડ્રવેટ ચાહા મોકલે છે, અને સેંકડે ૨॥ ટકા લેખે ગાડીખર્ચના આપે છે; ધારો કે ગાડી ખર્ચ ૧૬ શિલિંગ થયો તો તે ખરીદનારે ગાડી ખર્ચમાં શું આપવું પડશે ?

**૨૩૪.** ( હં. દા. ૭૭૫. ) એક જાગીરદારના ગુમાસ્તાએ ૧ પૌંડ પર શિ. ૧ પે. ૧/૨ લેખે ખર્ચ જતાં બાકી રહેલા ગણોતનાં નાણાંપર સેંકડે ૫ ટકા લેખે કમીશન કાપી લઈને બાકી રહેલા ૮૬૪ પૌંડ ૧૦ શિ. જાગીરદારને આપ્યા, તો એકંદર ગણોતનાં નાણાં કેટલાં આવ્યાં હશે ?

**૨૩૫.** ( હં. દા. ૭૭૮. ) ૨ પાં. ૧૭ શી. ૯ પેન્સના એક હંડ્રવેટ લેખે વેચતાં સેંકડે ૫ ૧/૨ ટકા નફો મળેછે તો ૭ ૧/૨ પેન્સના ૧ પાંઉંડ લેખે વેચતાં સેંકડે કેટલા ટકા નફો મળશે ?

**૨૩૬.** ( હૅ. દા. ૭૭૯. ) એક આગગાડીને અમુક વખતમાં ૨૫૦ માઈલની મુસાફરી કરવાની છે પણ ૧૦૩ માઈલ ચાલ્યા પછી તેનો $\frac{૧}{૫}$ વેગ ઓછો કરવો પડ્યો તેથી નીમેલા વખત કરતાં ૧ કલાક ૧૦ મીનીટ મોડી પોહોંચી તો તે ગાડીનો સાધારણ વેગ કેટલો હશે?

**૨૩૭.** ( હૅ. દા. ૭૮૩. ) એક માણસે ૧૫૦ પૌંડમાં કેટલોક માલ લઈને તેનો $\frac{૨}{૩}$ ભાગ સેંકડે ૪ ટકા ખોટ ખાઇને વેચી દીધો. ત્યાર પછી બાકી રહેલો ભાગ વેચાણ કીમતપર સેંકડે કેટલા ટકા વધારે લઈ વેચે તો આખા વેપારપર તેને સેંકડે ૪ ટકા લેખે નફો મળે?

**૨૩૮.** ( હૅ. દા. ૭૮૫. ) એક ગાંધી ૨ શિ. ૬ પે.ની ૧ પાંઉડ લેખે ચાહા વેચેછે તેમાં તેને સેંકડે ૫ ટકા ખોટ જાયછે; બીજી જાતની ચા ૩ શી. ૪ પેન્સની ૧ પાંઉડ લેખે વેચેછે તેમાં તેને સેંકડે ૧૪ ટકા નફો મળેછે; તે બંને જાતની ચા સરખે વજને ભેગી કરીને ૩શી.ની ૧ પાંઉડ લેખે વેચે તો તેને સેંકડે કેટલા ટકા નફો મળશે?

**૨૩૯.** ( હૅ. દા. ૭૮૬. ) એક કલાકમાં ૩$\frac{૧}{૨}$ માઈલ લેખે ચાલતાં **अ**, **क** સ્ટેશનપરથી **ब** સ્ટેશને જવા માટે અને **ब**, **ब** સ્ટેશનપરથી **क** સ્ટેશને આવવા માટે એકી વખતે નીકળ્યા. **ब** ને મળ્યા પછી **अ** ઝડપથી એટલે કલાકમાં ૩$\frac{૩}{૪}$ માઈલ લેખે ચાલતાં ૨ કલાકમાં **ब** સ્ટેશને જઈ પોહોંચ્યો; ત્યારે **अ** ને મળ્યા પછી **ब** ધીમે એટલે કલાકમાં ૩ માઈલ લેખે ચાલતાં કેટલા વખતમાં **क** સ્ટેશને આવી પહોંચશે?

**૨૪૦.** ( હૅ. દા. ૭૮૭. ) સેંકડે ૩$\frac{૩}{૪}$ ટકા લેખે નફો વધારતાં ૧ ક્વાર્ટર ઘઉંની કીમતપર ૧ શી. ૯ પે. વધી જાય તો ઘઉંનો મૂળ ભાવ શો હશે?

**૨૪૧.** ( હૅ. દા. ૭૮૮. ) અગાઉ જ્યારે ૧ પૌંડપર ૧૪ પેન્સ લેખે ઇન્કમટેક્સ લેવામાં આવતો હતો તેવાર કરતાં હમણાં આવકમાં

૨૨૫ પૌંડ ઓછા થયા છતાં ૧ પૌંડ પર ૭ પેન્સ લેખે ઈનકમટેક્સ લેવામાં આવેછે તેથી અગાઉ કરતાં ઇનિકમટેક્સનાં ૬૩ પૌંડ ઓછા આપવા પડેછે ત્યારે અગાઉ આવક કેટલી હશે ?

**૨૪૨**. ( હેં. દા. ૭૮૯. ) એક માણુસ પાસે કેટલાંક ઘેટાં હતાં તેમાંથી સેંકડે ૮ **अ** ને, ૯૦ **ब** ને અને બાકી રહેલામાંથી સેંકડે ૪$\frac{1}{2}$ **क** ને અને ૨૯ **ड** ને આપ્યાં પછી તેની પાંસે ૫૫૦ ઘેટાં રહ્યાં ત્યારે તેની પાસે પ્રથમ ઘેટાં કેટલાં હશે ?

**૨૪૩**. ( હેં. દા. ૭૯૨. ) કોઇ એક માણસે ૧૩૦ યાર્ડ કપડું વેચાતું લઈને તેમાંનું અડધું સેંકડે ૨૦ ટકા અને બાકીનું સેંકડે ૧૫ ટકા નફો ખાઈ વેચી દીધું તેના ૯૫ પૌં. ૯ શી. ૪$\frac{1}{2}$ પે. ઉપજ્યા તો દરેક યાર્ડપર તેને શું કીમત બેઠી હશે ?

**૨૪૪**. ( હેં. દા. ૭૯૩. ) ઈંગ્લાંડના બંદુકના દારૂમાં ૭૫ ભાગ સુરોખાર, ૧૦ ભાગ ગંધક અને ૧૫ ભાગ કોયલા હોયછે અને ફ્રાન્સના બંદુકના દારૂમાં ૭૭ ભાગ સુરોખાર, ૯ ભાગ ગંધક અને ૧૪ ભાગ કોયલા હોયછે; તે બંને જાતનો $\frac{1}{2}$ અડધો ટન દારૂ ભેગો કરીએ તો તે મેલવણીમાં સુરોખાર, ગંધક અને કોલસા એ દરેકનું કેટકેટલું વજન હશે ?

**૨૪૫**. ( હેં. દા. ૭૯૪. ) એક જાગીદારની જાગીરની વાર્ષીક કુલ આવક ૩૦૦૦ પૌંડની છે પણ આ કુલ આવકમાંથી સુધરાવવા વીગેરેના ખરચ માટે સેંકડે ૧૨ ટકા કાપી આપવા પડેછે; તે જાગીર ૨૬ વરસની કુલ આવકની રકમે વેચી દઇને ઉપજેલાં નાણાં ૩ ટકાની ૯૭$\frac{1}{2}$ ભાવની લોન લેવામાં રોક્યાં તેથી તેની આવકમાં શો ફેર પડ્યો ?

**૨૪૬**. ( હેં. દા. ૭૯૫. ) કીનારાથી ૪૦ માઇલ દૂર એક વહાણમાં ગાબડું પડ્યું તે વાટે ૧૨ મીનીટમાં ૩$\frac{3}{4}$ ટન પાણી તેમાં ભરાવા લાગ્યું. ૬૦ ટન પાણી ભરાયાથી તે વહાણ ડુબી જાય મએ

છે પણ તે વાહાણ માંહેલા બંબાની મદદથી ૧ કલાકમાં ૧૨ ટન પાણી ( ખાલી થતું હતું ) કાઢી નાંખવામાં આવતું હતું; તો તે વહાણનો સરાસરી હંકારવાનો વેગ કેટલો હોવો જોઈએ કે જેથી કરીને તે ડુબવા માંડે કે તરત કીનારે આવી પહોંચે?

**૨૪૭.** ( હેં. દા. ૭૯૬. ) એક ગાંધીએ ૫ શી. ૪½ પે. ની ૧ પાં. લેખે ૧¾ હંડ્રવેટ ચાહા ખરીદ કીધી વળી બીજી ૩ શી. ૩½ પે. ની એક પાં. લેખે ૨¼ હંડ્રવેટ ચાહા લીધી અને તે મેળવી દીધા પછી ૨½ હંડ્રવેટ ચાહા ૪ શાં. ૬ પે. ની એક પાં. લેખે વેચી દેછે; ત્યાર પછી બાકી રહેલી ચાહા તે શા ભાવે વેચે તો તેને, છેલ્લી આખરે, રોકેલાં નાણાંપર સેંકડે ૨૦ ટકા નફો પડી રહે?

**૨૪૮.** ( હેં. દા. ૭૯૭. ) એક રેલવે કંપનીની પેદાશમાંથી સેંકડે ૪૮ ટકા ખરચ થાયછે, સેંકડે ૧૦ ટકા અનામત મૂકવામાં આવે છે. બાકીમાંથી ૧/૫ ભંડોળ ઉપર સેંકડે ૫ ટકા વ્યાજ આપવાની જામીનગી આપેલી છે, તે કાઢતાં બાકી ૩૨૦૦૦ પૌં. વધેછે, તે બાકીના ભંડોળનું સેંકડે ૪ ટકા પ્રમાણે વ્યાજ થઈ રહેછે, ત્યારે તે કંપનીનું ભંડોળ કેટલું? અને તેની પેદાશ કેટલી હશે?

**૨૪૯.** ( હેં. દા. ૭૯૮. ) કોઈ એક રકમ ૨½ વરશ પછી લેણી થવાની છે તેનાપર મુદત બદલ કાપવાની રકમ તેજ રકમપર તેટલીજ મુદતના સાદા વ્યાજનો ૬૦/૬૭ મો ભાગ થાય છે ત્યારે વ્યાજનો દર શો હશે?

**૨૫૦.** ( હેં. દા. ૮૦૩. ) ૧૨ શી. નો એક ગ્યાલન લેખે દારૂ વેચતાં મને સેંકડે ૨૫ ટકા ખોટ જાય છે તો સેંકડે ૨૫ ટકા નફો મેળવવાને માટે મારે તે દારૂ શા ભાવે વેચવો જોઈએ?

**૨૫૧.** ( હેં. દા. ૮૦૫, ) એક હોડી **अ** થી **ब** સુધી એક કલાકમાં જાય છે અને **ब** થી **अ** સુધી ૫૫ મીનીટમાં પાછી આવે છે ત્યારે પા-

ણીનો પ્રવાહ અને હોડીની ગતી ( સરખાવો ) એ બેનુ ગુણોત્તર શું ?

**૨૫૨.** ( હેં. દા. ૮૦૬ ) **અ** એક કામનો $\frac{1}{4}$ ભાગ ૧૨ દીવસમાં કરે છે, પછી **બ** તેની મદદે આવે છે,તેઓ બંને ૨ દીવસ સાથે કામ કરેછે ત્યાર પછી **બ** જતો રહે છે ત્યાર પછી બીજા ૩ દીવસમાં **અ** તે કામ પુરૂં કરે છે તો તે આખું કામ **બ** કેટલા દીવસમાં પૂરૂં કરી શકશે ?

**૨૫૩.** ( હેં. દા. ૮૦૮ ) એક મીનીટમાં ૩૦ ફટકા વાગે એવા ૮ હલેસાં વાળી હોડી દર કલાકે ૯$\frac{1}{4}$ માઈલ ચાલે છે તો દરેક મીનીટમાં ૨૮ ફટકા વાગે એવા ૬ હલેસાં વાળી હોડી કલાકમાં કેટલા માઈલ ચાલશે. યાદ રાખવું કે બીજી હોડીના હલેસાંનું જોર પેહેલી હોડીના હલેસાંના જોર કરતાં ૧$\frac{1}{4}$ ગણું છે.

**૨૫૩. બ** ( હેં. દા. ૮૦૯. ) નોટ દા. ૧૪૬ ની રીતે કરો.

**૨૫૪** ( હેં. દા. ૮૧૦ ) ૩ પુરૂષ અને ૫ સ્ત્રીઓ ૮ દીવસમાં જે કામ કરી શકે છે તેજ કામ ૨ પુરૂષ અને ૭ છોકરાં ૧૨ દીવસમાં કરી શકે છે તો ૧૩ પુરૂષ, ૧૪ છોકરાં અને ૧૫ સ્ત્રીઓ એકત્ર કામ કરે તો તે કામ કેટલા દીવસમાં પુરૂં થશે ?

**૨૫૫.** ( હેં. દા. ૮૧૫. ) ૧ પાઉંડ બોજો ૧ ફુ. ઉંચો ચડાવવો તેને ૧ ફુ. પાઉંડ કામ કહે છે તો, ૮ સ્ટોન વજનનો એક છોકરો ૩ ફુ. ૯ ઇંચ. ઉંચા સળીઆ પર ૫૦ વખત ચડે છે તે કેટલા ફુટ પાઉંડ બરાબર છે ?

**૨૫૬.** ( હેં. દા. ૮૧૭. ) ૧ માણસ પાસે ૩ ટકાની ૧૦૦૧૦ પૌંડની નોટ હતી. તે તેણે ૯૩$\frac{5}{8}$ ને ભાવે વેચી દીધી અને ઊપજેલાં નાણાં ૪ ટકાની ૧૦૧$\frac{7}{8}$ ના ભાવની લોન લેવામાં રોકયાં, લેતી વખતે તેમજ વેચતી વખતે સેંકડે $\frac{1}{8}$ ટકા કમીશન આપવું પડયું હતું, તો તેની આવકમાં શો ફેર પડ્યો હશે ?

**૨૫૭.** ( હેં. દા. ૮૧૮. ) ૩ પુરૂશ અને ૭ છોકરાંએ મળીને ૩ કલાકમાં ૧ કામ કર્યું.તેના .૬૦૦૬ જેટલું કામ ૫ પુરૂશો. ૨.૧૨ કલાકમાં

કરે છે તો તે કામ ૬ છોકરાં કેટલા વખતમાં પૂરૂં કરશે ?

**૨૫૮.** ( હેં. દા. ૮૨૪. ) એક લાકડાની પેટી ૬ ફુ. લાંબી અને ૪ ફુટ પોહોળી છે તેની બહારની બાજુઓ ૧॥ પેન્સની ૧ ચો. ફુ. લેખે રંગવાનો ખરચ ૧૨ શિ. ૧૦$\frac{1}{2}$ પે. થયો, તો તે પેટી ઉંડી કેટલી હશે ?

**૨૫૯.** ( હેં. દા. ૮૨૫. ) ૧૨ કલાકે બરાબર માંડેલા ઘડીઆળમાં ૫ વાગે પાંચમાં દશ મિનિટ કમ હતી ત્યારે તે ઘડીઆળમાં પાંચ વાગ્યા તે વખતે ખરેખરા કેટલા વાગ્યા હશે ?

**૨૬૦.** ( હેં. દા. ૮૨૬. ) એક કામ ૩૫ માણસો ૪૫ દિવસમાં પૂરૂં કરી શકે એમ છે, પણ જો તે માણસોમાંથી ૭ સાત માણસો પંદર પંદર દિવસને અંતરે ઘટતાં જાય તો તે કામ પૂરૂં થતાં કેટલા દિવસ લાગશે ?

**૨૬૧.** ( હેં. દા. ૮૨૮. ) નોટ દા. ૨૫૨ ની રીતે કરો.

**૨૬૨.** ( હેં. દા. ૮૩૦. ) મરદને સ્ત્રી કરતાં બમણો, અને સ્ત્રીને છોકરા કરતાં ત્રણ ગણો પગાર આપતાં ૫ મરદ ૩ સ્ત્રી અને ૧ છોકરાને પગારના ૪ પૌંડ ૧૦ શિલિંગ આપવામાં આવ્યા તો ૬ મરદ ૨ સ્ત્રી અને ૫ છોકરાંને શો પગાર આપવો પડશે ?

**૨૬૩.** ( હેં. દા. ૮૩૩. ) ૫ મરદ અને ૭ છોકરાં મળી ૬ દિવસમાં ૭ પૌંડ ૧૩ શિ. કમાય છે, અને ૨ મરદ+૩ છોકરાં મળીને ૪ દિવસમાં ૨ પૌંડ ૨ શિ. કમાય છે, તો ૬ મરદો+૧૨ છોકરાં મળીને ૬૦ પૌંડ કેટલા દિવસમાં કમાશે ?

**૨૬૪.** ( હેં. દા. ૮૩૪. ) એક માછીએ ત્રણ પૌંડની એક બુશલ લેખે ઓઇસ્ટિર નામની માછલી વેચાતી લીધી અને પછી ૧ શિ. ૪ પે. ના ૧ ડઝન લેખે વેચી દીધી: જો ૧૧૫૦ ઓઇસ્ટરનું વજન ૧ બુશલ થાય છે તો તેને સેંકડે કેટલા ટકા નફો મળ્યો હશે ?

**૨૬૫.** ( હેં. દા. ૮૩૫. ) એક માઈલ સુધી દોડવાની સરતમાં **अ** સૌથી આગળ નીકળી ગયો, **ब** ૧૧ યાર્ડ પાછળ પડયો અને **क**, **ब** થી ૫૩ યાર્ડ પાછળ પડયો; ત્યારે ત્રણ માઈલ સુધી દોડવાની સ-રતમાં **ब**, **क** થી કેટલો આગળ નીકળશે ?

**૨૬૬.** ( હેં. દા. ૮૩૮. ) **अ** અને **ब** ની ચાલવાની ગતી ૯: ૧૦ના પ્રમાણમાં છે અને **ब** એક કલાકમાં ૬ માઇલ ચાલી શકે છે, તો ૧૨ માઈલ સુધી દોડવાની સરતમાં **ब**, **अ**ને કેટલી સેકંડ વેહેલો ઉપડવા દેતો તે સરતની છેક આખરે **ब** **अ** કરતાં સેહેજસાજ આગળ નીકળે?

**૨૬૭.** ( હેં. દા. ૮૩૯. ) ૧૩૨ પૌંડ ૧૦ શિ. માટે ૧ ઘોડો વે-ચતાં સેંકડે ૬ ટકા નફો મળે છે, તો ૧૧૫ પૌંડ માટે વેચતાં સેંકડે કેટલા ટકા ખોટ જશે ?

**૨૬૮.** ( હેં. દા. ૮૪૪. ) એક માણસે ૩ ટકાની ૯૧ ના ભાવની લોન લેવામાં ૬૮૨૫ પૌંડ રોકયા; અને ભાવ વધીને ૯૩$\frac{3}{8}$ થયો ત્યારે ૫૦૦૦ પૌંડની લોન વેચી દીધી, અને બાકી રહેલી લોન ભાવ ઉ-તરીને ૮૫ થયો ત્યારે વેચી દીધી તેથી તે વ્યવહારમાં તેને કેટલો નફો થયો યા ખોટ ગઇ હશે ?

**૨૬૯.** ( હેં. દા. ૮૪૬. ) નોટ દા. ૧૩૩ ની રીતે કરો.

**૨૭૦.** ( હેં. દા. ૮૪૭. ) **अ ब** સરત દોડે છે. **अ** ઉપડયો ત્યારે તેનો વેગ ૧ મિ. માં ૪૦૦ યાર્ડ હતો, પણ ક્રમાનુસાર દર મિનિટે તે અકેક યાર્ડ ઓછો દોડેછે. **ब** એ ક્રમાનુસાર દરમિનિટે અકેક યાર્ડ વધારે દોડતાં **अ**ને ૪ મિ. માં પકડી પાડયો, ત્યારે **ब** નો ઉપડતી વખતનો વેગ કેટલો હશે ?

**૨૭૧.** ( હેં. દા. ૮૪૮. ) એક પીપમાં ૩ ભાગ દારૂ અને એક ભાગ પાણી ભરેલું છે તે મેળવણીમાંથી કેટલો ભાગ કાઢી લઇને તે ભાગને બદલે પાણી ઉમેરીએ તો પીપમાં અડધું પાણી ને અડધો દારૂ રહે?

૨૭૨. ( હેં. દા. ૮૫૪. ) ત્રણ વટેમાર્ગુ સાથે ખાવા બેઠા પહેલા પાસે ૫ અને બીજા પાસે ૩ રોટલા હતા અને ત્રીજો માણસ પેહેલા બંનેની બરોબર ખાયછે. તે તેઓને તેમની પાસેથી લીધેલા રોટલા બદલ ૮ પેન્સ આપેછે તે પૈસા પેહેલા બેજણાએ શા પ્રમાણે વહેંચી લેવા જોઈએ ?

૨૭૩. ( હેં. દા. ૮૫૮. ) ૩ સસલા અથવા ૫ કુકરને એક મહિનો ચાલે, એટલું થુલું ૯ સસલા અને પાંચ કુકરને કેટલા મહિના ચાલશે ?

૨૭૪. ( હેં. દા. ૮૫૯. ) દરેક ઘોડાના ૧૦૦ પૌંડ લેખે બે ઘોડા વેચતાં એક માણસને એક ઘોડા પર સેંકડે ૨૫ ટકા નફો મળ્યો, અને બીજા ઘોડા પર સેંકડે ૨૫ ટકા ખોટ ગઈ, તો તે દરેક ઘોડાની તેનેશી કીંમત બેઠી હશે? અને છેલ્લે સરવાળે તેને નફોટોટો શું થયો હશે?

૨૭૫. ( હેં. દા. ૮૬૦. ) કોઈ ચોકસ રકમના ૪ ટકાના ૭ મહિના સુધીના. સાદા વ્યાજની રકમ અને મુદત બદલ કાપવાની રકમ વચ્ચે બે પૌંડનો તફાવત છે, તો તે રકમ શી હશે ?

૨૭૬. ( હેં. દા. ૮૬૨. ) अ ब क અને ड એ. પંલાબો વેપાર કરવા માંડયો. વેપારની શરૂઆતમાં अ એ ૫૦૦ પૌંડ આપ્યા. બે માસ પછી ब એ ૭૦૦ પૌંડ અને क એ ૬૫૦ પૌંડ આપ્યા, વળી બીજા ૨ માસ પછી ड એ ૮૦૦ પૌંડ આપ્યા. વરસ આખરે તે વેપારમાં ૯૩૨ પૌંડ ૮ શિલિંગ નફો થયો તેમાંથી દરેકને શું મળશે ?

૨૭૭. ( હેં. દા. ૮૬૫. ) બપોર પછી ૩ કલાક ૧૦ મિનિટે લંડનથી ઊપડેલી ગાડી સાંજે પાંચ વાગે વીનચેસ્ટરમાં આવી પહોંચી, અને ૩ કલાક ૩૦ મિનિટે વીનચેસ્ટરથી ઊપડેલી ગાડી ૫ કલાક ૪૨ મિનિટે લંડન જઇ પહોંચી ત્યારે એક બીજાનો મેળાપ ક્યારે થયો હશે ?

૨૭૮. ( હેં. દા. ૮૬૮. ) નોટ દા. ૨૫૩ની રીતે કરો.

૨૭૯. ( હેં. દા. ૮૬૯. ) નોટ દા. ૧૪૬ની રીતે કરો.

૨૮૦. ( હૅ. દા. ૮૭૦. ) ૩ મરદ અને ૫ સ્ત્રી ૮ દિવસમાં જે કામ કરી શકે છે, તે કામ ૨ મરદને ૬ છોકરાં અથવા ૫ સ્ત્રી અને ૩ છોકરાં ૧૨ દિવસમાં કરી શકે છે, ત્યારે મરદ. સ્ત્રી અને છોકરાંઓની શક્તિનું પ્રમાણુ શોધી કહાડો ?

૨૮૧. ( હૅં. દા. ૮૭૫. ) એક કોથળીઅંદરનાં નાણાં સહીત. ૩ પૌંડ ૬ શિલિંગ ૫$\frac{3}{4}$ પેન્સ કીમતની છે અને અંદરનાં નાણાંની કિંમત કોથળીની કીમત સાથે ૯: ૨ ના પ્રમાણમાં છે તો તે કોથળીની અંદરનું નાણું કેટલી કિંમતનું હશે ?

૨૮૨. ( હૅં દા. ૮૭૮. ) મારે ૪૦૩ પૌંડ ૧૭ શિલિંગ ૮ પેન્સ ૪ મહિનાની મુદત પછી આપવાના છે, તેને પેટે હમણાં ૧૫૦ પૌંડ ૧૦ શિલિંગ આપું તો બાકી રહેલાં નાણાં આપવાને પાંચ ટકાના દરના સાદા વ્યાજ પ્રમાણે ગણતાં કેટલી વધારે મુદતની છુટ મળશે ?

૨૮૩. ( હૅં. દા. ૮૭૯. ) એક ગાંધી પાસે ૨૨૫ પાંઉંડ ચાહા હતી તેમાંની ૪૫ પાઉંડ ચાહા ૪ શિ. ૬ પે. ની એક પાંઉંડે લેખે વેચી દેતાં સેંકડે ૭ાા ટકા નફો મળ્યો, પણ તે પછી તે કિંમત વધારી તેથી સેંકડે ૧૦ ટકા નફો મળ્યો, ત્યારે વધારેલી કિંમત કેટલી હશે ?

૨૮૪. ( હૅં. દા. ૮૮૪. ) એક માણસે ૧ શિલિંગના ૭ લેખે લાડુ લીધા, અને તેને એક અડધા ક્રાનના ૧૨ લેખે વેચી દીધા. તેથી તેને એકંદર તથા સેંકડે કેટલો નફો પડયો ?

૨૮૫. ( હૅં દા. ૮૮૫. ) **अ** ને **ब** એ ૧ માઈલ સુધી દોડવાની સરત કરી, પ્રથમ **ब** જેટલા વખતમાં ૧૦ યાર્ડ દોડે તેટલા વખતમાં **अ** ૧૧ યાર્ડ દોડે છે, પણ ૦ાા માઈલ દોડ્યા પછી **अ** થાકી ગયો, તેથી પેહેલાં જેટલા વખતમાં ૧૧ યાર્ડ દોડતો હતો તેટલા વખતમાં હવે ૯ યાર્ડ દોડવા લાગ્યો, પણ **ब** તો અગાઉ જેટલેજ વેગે દોડે છે. તો કોણ જીતશે ? અને તે કેટલો આગળ નીકળી જશે ?

૨૮૬ ( હેં. દા. ૮૮૭. ) इ. का. રેલવે ઉપર વીમનધમ. અને ઈ-લાઈ વચ્ચે ઓરડીનેરીટ્રેનને એક કલાક ૫૭ મિ. લાગે છે. અને એક્સ-પ્રેસટ્રેનને ૫૪ મિ. ઓછી લાગે છે. હવે સવારના ૯ વાગે કૅમ્બ્રીજથી ઊપડેલી એક્સપ્રેસટ્રેન લંડન આવી પહોંચી કે તરત એક ઓરડીનેરીટ્રેન ઊપડી તે બપોર પછી બે વાગે કેંમ્બ્રીજમાં આવી પહોંચી, ત્યારે કેંમ્બ્રીજ અને લંડન વચ્ચે એક્સપ્રેસટ્રેનને કેટલો વખતલાગ્યો હશે?

૨૮૭. ( હેં. દા. ૮૮૮. ) એક સ્ત્રીએ ૧ શિ. ના ૨૧ લેખે કેટલાક સેબફૂલ લીધાં વળી બીજાં તેટલાંજ ૧ શિ. ના ૧૯ લેખે લીધાં, પછી બંનેને ભેગાં કરીને ૧ શિ. ના. ૨૦ લેખે વેચી દીધાં, તેથી તે બાઈને સેકડે કેટલા ટકા નફો યા ટોટો આવ્યો હશે ?

૨૮૮. ( હેં. દા. ૮૮૯. ) એક માણસ પાસે કેટલાંક સેબ ફૂળ હતા. તેનાં અર્ધા ભાગના અને ૧ વધારે એક માણસને વેચાતાં આપ્યાં બાકીનાનો અર્ધો ભાગ+૧ બીજાને આપ્યાં, તે બાકીનાનો અર્ધો ભાગ +૧ ત્રીજાને આપ્યાં, અને પછીથી રહેલાંનો અર્ધો ભાગ+૧ ચોથા માણસને આપી દીધા તેથી તેની પાસે બીલકુલ રહ્યું નહીં ત્યારે તે માણસ પાસે પ્રથમ કેટલાં સેબફૂળ હશે ?

૨૮૯. ( હેં. દા. ૮૯૦. ) એક ઓરડો ૨૦ ફુ. ૧૦ ઇં. લાંબો અને ૧૬ ફુ. પહોળો છે. તેમાં આસપાસ ૧ ફુ. પોહોળી ચાલ રાખી વ-ચમાં પાથરવાને માટે ૨ ફુ. પનાની કેટલી લાંબી શેતરંજી જોઈશું?

૨૯૦. ( હેં. દા. ૮૯૪. ) એક ઝરાનું પાણી ૧ કલાકમાં એક સ-રખી રીતે ૧.૧૦૯ માઇલ ચાલે છે, તે ઝરો ૨૦ યાર્ડ પહોળો છે. અને તેમાં એક હોડી આડી પડી હતી તેની નીચેનું સરાસરી ઉંડાંણ ૬ ફુ. છે તે હોડી નીચે થઇને ૧ મિ. માં કેટલા ગ્યાલન પાણી વહી જશે ? ( ૧ ગ્યાલન=૨૭૭$\frac{1}{4}$ ઘન ઈંચ. )

૨૯૧. ( હેં. દા. ૮૪૬. ) એક થેલીમાં કેટલાક સોવરીન, સોવરીન

કરતાં ત્રણ ગણા શિલિંગ અને ચાર ગણા પેન્સ છે. બધું મળીને તે થેલીમાં ૨૮૦ પૌંડ છે તો તેમાં સોવરીન, શિલિંગ અને પેન્સ કેટકેટલાં હશે ?

**૨૯૨**. ( હૈં. દા. ૮૯૭. ) **અ** થી **બ** સુધી ટેકરી પર થઈને જવાનો ૧૫ માઈલનો રસ્તો છે; તે ટેકરીની ટોચ **અ** થી ૩ માઈલને અંતરે છે **અ** થી એક માણસ **બ** આવવા નીકળ્યો તે કલાકમાં ૪ માઈલ ઉંચે ચડી શકે છે અને ૫½ માઇલ નીચે ઉતરી શકે છે. વળી **બ** થી **અ** આવવા બીજો એક માણસ નીકળ્યો તે કલાકમાં ૩॥ માઈલ ઉંચે ચડી શકે છે, અને ૪॥ માઈલ નીચે ઉતરી શકે છે. હવે પેહેલો પુરૂષ પોતાની મૂસાફરીને અંતે આવી પહોંચ્યો તે વખતે બીજાને કેટલું ચાલવાનું બાકી રહ્યું હશે ?

**૨૯૩**. ( હૈં. દા. ૮૯૮. ) ૮ મરદ અને ૫ છોકરા ૩ દિવસમાં ૨૯ એકરની કાપણી કરી શકે. અને ૬ મરદ ને ૭ છોકરા ૬ દિવસમાં ૫૦ એકરની કાપણી કરી શકે તો ૩ મરદ ને ૬ છોકરાઓ ૧૫ એકરની કાપણી કેટલા દિવસમાં કરી રહેશે ?

**૨૯૪**. (હૈં. દા. ૮૯૯) એક ગાંધીએ ૪ શિ. ની ૧ પાં. લેખે કેટલીક ચાહ લીધી અને વળી બીજી કેટલીક ચાહ ૫ શિ. ૬ પે. ની એક પાં. લેખે લીધી તે બંને જાતની ચાહને શા પ્રમાણમાં ભેગી કરીને ૬ શિ. ની એક પાં. લેખે વેચેતો તેને સેંકડે ૨૦ ટકા નફો મળે ?

**૨૯૫**. (હૈં. દા. ૯૦૪) **અ** અને **બ** નામના બે છોકરા પોતાના ઘડીઆળ પ્રમાણે વખતસર નીશાળે આવે છે; તેઓનાં ઘડીઆળ સોમવારે સહવારે ૯ વાગતે બરોબર હતાં; ત્યાર પછી **અ** નું ઘડીઆળ દરરોજ ૨ મીનીટ ફાસ્ટ જવા લાગ્યું અને **બ** નું ઘડીઆળ ૧½ મીનીટ ધીમું ચાલવા લાગ્યું; ત્યારે સુકરવારે બપોરની બે વાગતાની સ્કુલમાં **અ** આવ્યો ત્યાર પછી **બ** કેટલો મોડો આવ્યો હશે?

**૨૯૬.** (હૅ. દા. ૯૦૭) ચાર પૈડાંવાળી એક ગાડી વર્તુળાકારની રેલવેપર ફરે છે. તે ગાડીના બે પૈડાંના ઘેરાવા અને રેલના બે વર્તુળના ઘેરાવા અનુક્રમે ૬,૭,૭૦૦૦,૭૦૧૪ ના પ્રમાણમાં છે ત્યારે તે ગાડી એક ચક્કર મારી આવે એટલામાં દરેક પૈડું કેટલા આંટા ફરશે?

**૨૯૭.** (હૅં. દા. ૯૦૮) નોટ. દા. ૪૧ ની રીતે કરો.

**૨૯૮.** (હૅં. દા. ૯૦૯) એક ઝાડ દર વરશે, આગલે વર્ષે વધ્યું હોય તેના કરતાં એક એક ઇંચ ઓછું, વધતું જાય છે; તે પેહેલે વરશે ૧ યાર્ડ મોટું થયું હતું. તેની હરકોઈ વખતની કીમત તે ઊંચાઈમાં જેટલા યાર્ડ હોય તેટલા યાર્ડનો ઘન કરતાં જેટલા યાર્ડ આવે તેટલા પેન્સ લેખે તે ઝાડ મોટું થતું બંધ પડયું તે વખતે તેની કીમત શી ઉપજી હશે ?

**૨૯૯.** (હૅં. દા. ૯૧૩) એક મુસાફરને રણમાં ૨ આરબો મળ્યા તેમાંના એકની પાસે ૮ અને બીજા પાસે ૫ રોટલા હતા. તે ત્રણે જણે તે રોટલા ભાગે પડતા ખાધા ત્યાર પછી તે મુસાફર તે આરબોને શા પ્રમાણમાં પૈસા વહેંચી આપે?

**૩૦૦.** (હૅં. દા. ૯૧૫ ) એક લાકડાની પેટી ૪ ફુટ લાંબી, $2\frac{1}{2}$ ફુ. પોહોળી અને ૩ ફુટ. ઊંડી છે તેની બાહારની બાજુએ ૧ શી. ૩ પે. ના ૧ ચો. યાર્ડ લેખે રંગાવતાં કેટલો ખરચ લાગશે?

**૩૦૧.** (હૅં. દા. ૯૨૦) ૮૮ યાર્ડ લાંબી ગાડીની ટ્રેને, કલાકમાં ૪ માઇલ પ્રમાણે એક માણસ તે સડકપર ચાલતો જતો હતો તેને પકડી પાડયા પછી તેને ૧૦ સેકંડમાં પાછળ મુકી દીધો. ત્યાર પછી વળી બીજા માણસને પકડી પાડયા પછી ૯ સેકંડમાં તેને પાછળ મુકી દીધો ત્યારે આ બીજો માણસ કલાકના કેટલા માઈલ પ્રમાણે ચાલતો હશે?

**૩૦૨.** (હૅં. દા. ૯૨૬) એક માણુસ ૩ કલાક ૪૫ મીનીટમાં કેટલેક દૂર ચાલતો ચાલતો ગયો અને ઘોડાપર બેસીને પાછો આવ્યો; પણ જો તે શખસ ઘોડે બેસીને ગયો હોત અને આવતી વખતે પણ ઘોડે બેસીને આવ્યો હોત તો તેને ૨½ કલાક લાગત; તો તેને ચાલતાં જઇને ચાલતાં પાછા આવવામાં કેટલો વખત લાગત ?

**૩૦૩.** (હૅં. દા. ૯૨૯) સેંકડે ૨૫ ટકા કમીશન વાળું એક ફ્રેંચ ઘડીઆળ એક માણુસે ખરીદ કર્યું અને તેને સેંકડે ૫ ટકા ખોટ ખાઇને વેચી દીધું; પણ જો તેણે ૩ પૌં. વધારે લીધા હોત તો તેને તે સાટાપર સેંકડે ૧ ટકો નફો મળત. તો તે ફ્રેંચ ઘડીઆળીને તે ઘડીઆળની શી કીમત બેઠી હશે ?

**૩૦૪.** (હૅં. દા. ૯૩૦) મુકરર કરેલે વખતે મારે કોઈ અમુક જ-ગ્યાએ પોંહોંચવું છે; જો કલાકના ૪ માઇલ પ્રમાણે ચાલતો જાઊં તો ૫ મિનિટ મોડો પડું અને ૫ માઇલ પ્રમાણે ચાલતો જાઊં તો ૧૦ મિનિટ વેહેલો પોંહોંચું એમ છે. ત્યારે મારે કેટલે દૂર જવાનું હશે?

**૩૦૫.** (હૅં. દા. ૯૩૨) **अ**, **ब**, **क** અને **ड** એ પંત્યાળો વેપાર કરવા માંડયો. **अ** અને **ब** એ ૧૩૯૦ પાં. **ब** અને **क** એ ૧૫૯૦ પાં. **क** અને **ड** એ ૧૮૧૦ પાં. **अ** અને **ड** એ ૧૬૧૦ પાં. **अ** અને **क** એ ૧૫૦૦ પાં, આપ્યા; તેઓને ૧૧૫૨ પાં. નફો મળ્યો, તેમાંથી દરેકને ભાગે શું આવશે ?

**૩૦૬.** (હૅં. દા. ૯૩૩) એક માણુસે ૪ ટકાની ૯૨ ના ભાવની ૧૧૫૦ પૌં. ની લોન વેચી દીધી, અને ઉપજેલાં નાણાંની ૩½ ટકાની લોન લીધી, તેથી તેને વરસદહાડે ૧૦ પૌં. નો નફો થયો. ત્યારે બીજી લોનની તેણે શી કીમત આપી હશે ?

**૩૦૭.** (હૅં. દા. ૯૩૪) એક નદીને કીનારે **अ**, **ब** અને **क**. એ ત્રણ શેહેર છે. **ब**, **अ** અને **क** થી સરખે અંતરે વચ્ચોવચ છે. એક

હોડી **अ** થી **ब** સુધી જઈને પાછી ૫ કલાક ૧૫ મીનીટમાં આવે છે અને **अ** થી **क** સુધી ૭ કલાકમાં જઈ શકે છે. તે હોડીને **क** થી **अ** સુધી આવતાં કેટલો વખત લાગશે ?

**૩૦૮.** (હૈં. દા. ૯૩૫ ) મારી પાસે અમુક નાણું છે તેના કેટલાંક ફળ લેવાં છે. હવે ૧ પેન્સના ૪૦ લેખે લેતાં ૫ પેન્સ ખૂટે છે પણ જો ૫૦ લેખે લઉં તો ૧૦ પેન્સ મારી પાસે વધે છે. ત્યારે મારી પાસે મૂળ નાણું કેટલું હશે ?

૩૦૯ ( હૈં. દા. ૯૩૬. ) ૫૪ માણસો એક દીવસમાં ૮૧ ફુટ લેખે એક ખાઇ ખોદે છે; ૧૩ દહાડા પછી તેમાંથી ૮ મરદ કાહાડી નાંખીને તેમને બદલે છોકરા કામે લગાડ્યા અને બીજા ૧૧ દીવસ સુધી કામ ચાલ્યું તે દરમ્યાનમાં ૧૮૮૯ ફુટની ખાઇ ખોદાઈ, ત્યારે તે છોકરાઓ દરરોજ કેટલું કામ કરતા હશે ?

**૩૧૦.** (હૈં. દા. ૯૪૦) એક ગોળ સરતના રસ્તાનો ચકરાવો $\frac{1}{4}$ માઇલ છે, તેનાપર ૩ માઈલ થાય ત્યાં સુધી ફરીફરીને ચક્કર મારતાં **अ** સાતમા ચક્કરના મધ્ય ભાગમાં **ब** ને પકડી પાડીને આગળ નીકળી જાય છે, તો એજ વેગે દોડતાં **अ** કેટલો આગળ નીકળી જશે?

**૩૧૧.** (હૈં. દા. ૯૪૪) **अ** અને **ब** ની ઉમરનો સરવાળો ૮૦ વર્ષ થાય છે, અને ૧૦ વર્ષ અગાઉ તેઓની ઉમર ૭: ૫ ના પ્રમાણમાં હતી, ત્યારે તેઓની ઉમ્મર હાલ કેટલી હશે ?

**૩૧૧. ब** (હૈં. દા. ૯૪૫.) નોટ દા. ૨૮૦ ની રીતે કરો.

**૩૧૨.** ( હૈં. દા. ૯૪૭. ) **अ** અને **ब** ની આવક ૪:૫ ના પ્રમાણમાં છે. ૧ પૌં. પર ૫ પેં. લેખે **ब** ૯ પૌં. ૧ શિલિંગ ૩ પેન્સ ઇનકમટેક્સના આપે છે, ત્યારે **अ** ની આવક કેટલી હશે ?

**૩૧૩.** ( હૈં. દા. ૯૪૮. ) ૧ માઇલ ૯૯૫ યાર્ડ સુધી બે હોડીઓ સરત દોડે છે તેમાંની એક કલાકમાં ૧૨ અને બીજી હોડી ૧૧$\frac{2}{3}$

માઈલ ચાલે છે. અવાજ ૧ સેકંડમાં ૧૧૪૦ ફુટ ચાલે છે તો તે બંને હોડી ઉપડી તે વખતે ફોડવામાં આવેલી તોપનો અવાજ સરતની હદ આગળ સંભળાયો તે વખતે ઝડપથી ચાલનારી હોડી બીજી હોડી કરતાં કેટલી આગળ પહોંચી હશે ?

**૩૧૪.** ( હેં. દા. ૯૪૯. ). કલાકમાં ૪૧ માઇલ લેખે ચાલનારી લંડનથી રૂગબીજવા બપોરના ૨$\frac{3}{4}$ વાગે નીકળેલી ટ્રેનને કલાકમાં ૨૫ માઇલ લેખે ચાલનારી રૂગબીથી લંડન આવવા માટે ૧$\frac{3}{4}$ વાગે ઉપડેલી ટ્રેન કેટલે વાગતે મળશે. ? રૂગબીથી લંડન—૮૦ માઈલ દૂર છે.

**૩૧૪. ब** ( હેં. દા. ૯૫૩ ) નોટ દા. ૩૭ ની રીતે કરો.

**૩૧૫.** ( હેં. દા. ૯૫૫ ) **अ** અને **ब** ના ૨૨$\frac{1}{2}$ દિવસના પગારની ભેગી રકમ એકલા **अ** ના ૩૮$\frac{3}{4}$ દિવસના પગારની રકમ જેટલીછે; તો આ આખી રકમ **ब** ના કેટલા દિવસના પગારની રકમની બરોબર છે ?

**૩૧૬.** ( હેં. દા. ૯૫૬. ) **अ ब** અને **क** ૩૦૦ યાર્ડ સુધી દોડ્યા તેમાં **अ**, **ब** કરતાં ૨૦ અને **क** કરતાં ૩૪ યાર્ડ અગાડી નીકળી ગયો. ત્યારે **ब** ૧૦૦ યાર્ડ સુધીમાં **क** કરતાં કેટલા યાર્ડ અગાડી નીકળી ગયો હશે ?

**૩૧૭.** ( હેં. દા. ૯૫૭. ) ૩ વાગે બે હોડીઓસરત દોડવા નીકળી; ૩ વાગી ગયા પછી ૬$\frac{3}{4}$ મિનિટમાં એક હોડી બીજી હોડી કરતાં ૪૦ યાર્ડ અગાડી નીકળી ગઈ, વળી ૩ વાગ્યા પછી ૪ મિનિટમાં પાછળ પડી ગયેલી હોડી સરતની હદથી ૧૧૪૦ યાર્ડ દૂર રહી હતી; તો તે સરત કેટલી લાંબી હશે તે અને અગાડી નીકળી જનાર હોડી કલાકમાં કેટલા માઇલ ચાલતી હશે તે શોધી કાઢો ?

**૩૧૮.** ( હેં. દા. ૯૫૮. ) ડીસેંબર મહીનાની ૨ જી તારીખે રાતના

પોણા અગીઆર વાગતે એક ઘડીઆળ ૧.૪ મીનીટ અગાડી હતું તે ઘડીઆળ ડીસેંબરની ૭ મીએ સહવારના ૯ વાગતે ૮ મીનીટ પાછળ પડી ગયેલું જણાયું ત્યારે તે ઘડીઆળ બરોબર ક્યારે હશે ?

**૩૧૯.** ( હૅં. દા. ૯૫૯. ) **अ** નળથી ૨૫ મીનીટમાં અને **ब** નળથી ૩૦ મીનીટમાં એક ટાંકી ભરાઇ જાય એમ છે; તે બંને નળ સાથે છૂટા મૂકયા પછી ક્યારે પેહેલા નળને બંધ કરીએ તો તે ટાંકી ૧૫ મિનિટમાં લગભગ ભરાઇ રહે ?

**૩૨૦.** ( હૅં. દા. ૯૬૦. ) એક માણસે ૬ વરશ સુધી દર વરશે ૫૦૦ પૌંડ ખરચ્યા તેથી તેને કરજ થઈ ગયું; પણ પછીથી ખરચમાં ઘટાડો કરીને દર વરશે ૪૫૦ પૌંડ ખરચવા લાગ્યોતેથી ૪ વરસમાં તેનું દેવું પતી ગયું. તો તેની આવક શી હશે ?

**૩૨૧.** ( હૅં. દા. ૯૬૪. ) એક કાટખુણીઆ લંબાણ પોહોલાણમાં સરખી ટાંકી ૫$\frac{3}{4}$ ફુટ ઉંડીછે તેમાં ૫ ટન પાણી માય છે; અને એક ઘનફુટ પાણી વજનમાં ૧૦૦૦ આંઉસ થાય છે તો તે ટાંકી લાંબી પોહોળી કેટલી હશે ?

**૩૨૨.** ( હૅં. દા. ૯૬૭. ) **अ** નો ૬૧$\frac{2}{3}$ દીવસનો પગાર **ब** ના ૮૧$\frac{2}{3}$ દીવસના પગાર બરોબર છે તો તેટલો પગાર **अ** અને **ब** બંનેના કેટલા દીવસના પગાર તરીકે આપવાને ચાલે ?

**૩૨૩.** ( હૅં. દા. ૯૬૮. ) ૧૦૦ યાર્ડ સુધી દોડતાં **अ**, **ब** કરતાં ૫ યાર્ડ અને ૨૦૦ યાર્ડ ની સરતમાં **ब**, **क** કરતાં ૧૦ યાર્ડ આગળ નીકળી જાય છે ત્યારે ૪૦૦ યાર્ડ સુધી દોડવાની સરતમાં **अ**, **क** કરતાં કેટલો આગળ નીકળી જશે ?

**૩૨૪.** ( હૅં. દા. ૯૬૯. ) **अ** નળથી ૨૫ મિનિટમાં અને **ब** નળથી ૩૦ મિનિટમાં એક ટાંકી ભરાઈ જાય એમ છે તે બંને નળને એક્કી વખતે છૂટા મેલ્યા પણ ૮$\frac{1}{11}$ મિનિટ પછી **ब** નળથી પાણી લેવું બંધ

કીધું ત્યારે તે ટાંકી ભરાતાં કેટલી મિનિટ લાગી હશે ?

**૩૨૫.** ( હેં. દા. ૯૭૦. ) એક માણસે ૫ વરશ સુધી દર વરશે પોતાની આવક કરતાં ૪૦ પૌંડ વધારે ખરચ્યા તેથી તેને કરજ થઈ ગયું પણ પાંચ વરશ પછી તેણે ખરચમાં સેંકડે ૧૦ ટકા લેખે ઘટાડો કીધો તેથી ૪ વરશમાં કરજ વાળી આપતાં છતાં તેની પાંસે ૧૨૦ પૌંડ બચ્યા; તો તેની આવક શી હશે ?

**૩૨૬.** ( હેં. દા. ૯૭૨. ) એક કોથળીમાં કેટલાક ૭ પેન્સના, કેટલાક શિલિંગના અને કેટલાક અર્ધા ક્રાઉનના સીક્કા છે, જુદી જુદી જાતના સીક્કાઓની એકંદર કીમત એક સરખી છે; અને બધા મળીને તે કોથળીમાં ૧૦૨ સીક્કા છે, તો દરેક જાતના કેટકેટલા સીક્કા હશે તે શોધી કાઢો ?

**૩૨૭.** ( હેં. દા. ૯૭૪. ) સેબાસ્ટોપલને ઘેરો ઘાલતી વખતે માલમ પડયું કે સીપાઇઓ અને નૌકાના માણસો મળીને ૪ દીવસમાં અમુક લંબાઈની એક ખાડી ખોદી શકશે, પણ જો નૌકાના માણસોની અર્ધીજ સંખ્યા હાજર હોત તો તેટલીજ લાંબી ખાડી ખોદતાં ૭ દીવસ લાગત. તો સાબીત કરો કે નાવીક લોકો ( સોલજરો ) સીપાઇ કરતાં ૬ ગણું કામ કરે છે.

**૩૨૮.** ( હેં. દા. ૯૭૫. ) નોટ દા. ૨૨૬ ની રીતે કરો.

**૩૨૯.** ( હેં. દા. ૯૭૭. ) **अ**, **ब** પાસેથી ૨ શી. ૩ પે. ના એક સ્ટોનના ભાવનો આટો લઇને તેને બદલે કેટલીક ખાંડ આપે છે પણ તે વખતે ૧૩$\frac{1}{2}$ પાંઉંડ વજનનું સ્ટોનનું ખોટું કાટલું વાપરે છે ત્યારે **ब** પોતાના આટાનો શો ભાવ લે તો તેને સાટું કરવામાં ખોટ જાય નહી ?

**૩૨૯. ब** ( હેં. દા. ૯૭૮. ) છોકરાઓના મરદ કરીને નોટ દા. ૩૩ ની રીતે કરો.

**૩૩૦.** ( હેં. દા. ૯૮૩. ) પૃથ્વિની સપાટી પર જમીન કરતાં ત્રણ

ગણું પાણી છે અને જમીનનો ૩/૪ ભાગ ઉત્તર ગોળાર્ધમાં છે ત્યારે ઉત્તર ગોળાર્ધમાં અને દક્ષિણ ગોળાર્ધમાં જમીન કેટલી છે અને પાણી કેટલું છે તે શોધી કાઢો.

**૩૩૧**. ( હૅ. દા. ૯૮૪ ) પેહેલા પાંચ વરશના મોટા થયેલા આશ નામના ઝાડની કીંમત ૧ શી. ૩ પે. બેસે છે અને પછી દર વરશે તેની કીંમત ૧ શી. ૩ પે. વધે છે. દરેક ઝાડને ૪૦ ચો. યાર્ડ જમીન જોઈએ છે, તેઓને ૨૦ વરશના થયા ત્યારે કાપી લીધા તો એક એકરની ઉપજ કેટલી ?

**૩૩૨**. ( હૅ. દા. ૯૮૫ ) ૪ સેબફળ ૫ આલુની કીંમતનાં છે, ૩ જમરૂખની કીંમત ૭ સેબફળની કીંમત જેટલી છે. ૮ જરદઆલુ ૧૫ જમરૂખ બરાબર છે અને ૫ સેબફળની કીંમત ૨ પેન્સ. બેસે છે: તે ચારે જાતના ફળની સરખી સંખ્યા હું ખરીદવા ઈચ્છુંછુ અને તેની કીંમતની પેન્સની સંખ્યાનો આંકડો પુર્ણક હોવો જોઇએ; તો મારે ઓછામાં ઓછી કેટલી પેન્સ ખરચવી પડેશે ?

**૩૩૩**. ( હૅ. દા. ૯૮૬ ) ૧૮ વરશની ઉમરનો એક છોકરો ૧૦૨/૩ સેકંડમાં અને બીજો ૧૩ વરશનો છોકરો ૧૩ સેકંડમાં ૧૦૦ યાર્ડ દોડી શકે છે ત્યારે તે મોટો છોકરા નાના છોકરાને કેટલા યાર્ડ અગાડી જવા દેતો બંને છોકરા સાથે પોંહોંચે ?

**૩૩૪**. ( હૅ. દા. ૯૮૯ ) ૧ નોટ દા. ૧૬૧ ની રીતે કરો.

**૩૩૫**. ( હૅ. દા. ૯૯૦ ) **अ** અને **ब** સાટું કરે છે; **अ** પાસે ૫૯ ઘેટાં છે તે દરેક ૨ પૌં. ૫ શી. કીંમતનું છે પણ **अ** તે દરેક ઘેટાની ૨ પૌં ૧૨ શી. ૬ પે. કીંમત માગે છે. **ब** પાસે ૧ શી. ૬ પે. ના ૧ ગ્યાલનના ભાવનો કેટલોક દારૂ છે: તેની કીંમતમાં કેટલો વધારો કરે તો **अ** ને ૯૮ પૌં. ૩ શી. ૬ પે. અને ૧૮ પીપ દારૂ મળે ?

**૩૩૬**. ( હૅ. દા. ૯૯૪. ) ૧૭૭ પૌં. ૧૫ મરદ. ૨૦ સ્ત્રી અને ૩૦

છોકરાં વચ્ચે એવી રીતે વેંહેંચી આપો કે ૧ મરદ + ૧ છોકરાને ૨ સ્ત્રીના જેટલું મળે અને સઘળી સ્ત્રીને ૬૦ પૌં. મળે; એવી રીતે વેહેંચતાં તે દરેકને શું મળશે ?

**૩૩૭.** ( હે. દા. ૯૯૯ ) ૨૫૪૦ ગ્રેન પાણી સાથે પીગળાવેલા સોડા અને પોટાશમાં ૯૮૦ ગ્રેન સલફ્યુરીક એસીડ હતી અને તે પ્રવાહી મિશ્રનું વજન ૪૨૮૫ ગ્રેન હતું; સલફ્યુરીક એસીડ સોડાની સાથે ૪૯ ગ્રેન : ૩૨ ના પ્રમાણમાં અને પોટાશની સાથે ૪૯:૪૮ ના પ્રમાણમાં મળેલી હોય છે, તો તે મેળવણીમાં સોડા અને પોટાશ કેટકેટલો હશે ?



# ભાગ ૨ જો.

## બર્નાર્ડસ્મીથ અંકગણીતના
## પરચુરણ દાખલા.

**૩૩૮.** ( બ. ૧. દા. ૫ ) ૧૦ મરદ અથવા ૧૫ છોકરા દરરોજના ૧૪ કલાક પ્રમાણે કામ કરીને ૬ દિવસમાં ૨૦ એકરની કાપણી કરી શકે તો દરરોજના ૮ કલાક પ્રગાણે કામ કરીને ૧૩ દિવસમાં ૬ એકરની કાપણી કરવામાં ૩ મરદને કેટલા છોકરાની મદદની જરૂર છે ?

**૩૩૯.** ( બ. ૧. દા. ૭. ) ૪૧·૦૬૩૨૮. ઇંચ. અને ·૦૪૩૮ ઈંચિ લાંબી એવી બે લીટીઓ છે ત્યારે મોટી લીટીમાંથી નાની લીટી જેવડી કેટલી લીટીઓ કાપી કઢાય ? અને શેસ વધેલી લીટી કેટલી લાંબી રહેશે ?

**૩૪૦.** ( બ. ૧. દા. ૧૧. ) એક વેપારીએ સેંકડે ૮ ટકા નફો ખાઈને ૭૨ કવારટર અનાજ વેચ્યું અને વળી બીજું ૩૭ કવારટર અનાજ સેંકડે ૧૨ ટકા નફો ખાઇને વેચ્યું; પણ જો તે સગળું અનાજ તે-

ણે એક સરખી રીતે સેંકડે ૧૦ ટકા નફો ખાઈને વેચ્યું હોત તો તેને ૨ પાં. ૧૪ શી. ૩ પે. વધારે મળત; ત્યારે તેને તે અનાજની કીંમત શી બેઠી હશે ?

**૩૪૧.** ( બ. ૨. દા. ૪. અ ) $\dfrac{૨\times\sqrt{૧+\frac{૧}{૩}} \div \sqrt{૧-\frac{૧}{૫}}}{૫\times\sqrt{૧\times\frac{૧}{૩}} \times \sqrt{૧-\frac{૧}{૫}}}$ ને સાદા રૂપમાં આણો.

**૩૪૨** ( બ. ૨. દા. ૫ ) **अ** અને **ब** ૧½ દીવસમાં **अ** અને **क** ૨ દીવસમાં અને **ब** અને **क** ૩ દીવસમાં એક કામ પુરૂં કરી શકે છે. તેજ કામને માટે ૬ શીલીંગ મજુરીના આપવામાં આવે તો તે દરેક માણસને દરરોજનો શો પગાર પડે ?

**૩૪૨. ब** ( બ. ૨. દા. ૭. ) નોટ દા. ૪૧ ની રીતે કરો.

**૩૪૩.** ( બ. ૨. દા. ૯. ) એક ઓરડો ૧૪ ફુટ પોહોળો છે તેની ભીંતપર એક શીલીંગના ૧ ચો. યાર્ડ લેખે કાગળ ચોંટાડ્યા તેની કિંમત ૪ પૌંડ બેઠી અને તે ઓરડામાં પાથરવાની સેતરંજીના એક ચો. યાર્ડની કીંમત ૪ શિ. ૬ પે. લેખે ૫ પૌં. ૧૨ શિ. બેઠા. ત્યારે તે ઓરડાનું ઊંચાણ તથા લંબાણ કેટલું હશે ?

**૩૪૪.** ( બ. ૨. દા. ૧૧. ) ૧૧૭૦ પૌં. ના વાર્ષીક ગણોતના અડધા ગણોતને બદલે સરાસરી ૪૮ શિ. ના એક ક્વારટર લેખેના ઘઊં લેવાનો અને બાકીના અર્ધા ગણોતને બદલે ૩૦ શી. ના એક ક્વારટર લેખેના જવ લેવાનો ઠરાવ કીધા પછી ઘઊંનો ભાવ વધીને ૫૬ શી. થયો અને જવનો ભાવ વધીને ૩૨ શી. થયો તે લેખે ગણોતની શી રકમ થઈ ?

**૩૪૫.** ( બ. ૩. દા. ૩ ) એક માણસે ૬૦ દીવસમાં એક કામ પુરૂં કરી આપવાનો કંટરાક્ટ લીધો કે તરત તે કામપર ૩૦ માણસો લગાડ્યા પણ ૪૮ દિવસ પછી માત્ર અડધું કામ થયેલું જોયું ત્યાર પછી લીધેલું કામ વખતસર પુરૂં કરી આપવા માટે તેણે બીજા કે-

ટલા માણુસો વધાર્યા હશે ?

**૩૪૬.** ( બ. ૩ દા. ૫. ) નોટ દા. ૩૫૩ ના પાછલા ભાગ પ્રમાણે કરો.

**૩૪૭.** ( બ. ૩. દા. ૧૦. ) એક ગ્રંથ કર્ત્તા પોતાની ચોપડીની દરેક નકલની શી કીંમત રાખે તો સેંકડે ૩૦ ટકા લેખે કમીશન કાપી આપ્યા પછી દરેક નકલના તેને ચોખ્ખા ૧૪ શી. મળે ?

**૩૪૮.** ( બ. ૩. દા. ૧૧. ) એક માણુસ ખોટાં તાજવાં વાપરીને માલ લેતી વખતે તથા તે માલ વેચતી વખતે સેંકડે ૧૫ ટકાની ચોરી કરે છે ત્યારે તેને બધો મળીને સેંકડે કેટલા ટકા નફો મળ્યો હશે?

**૩૪૯.** ( બ. ૪. દા. ૩. ) ૩.માણુસો દરરોજના ૯ કલાક પ્રમાણે કામ કરીને ૧૬ દીવસમાં ૩૧૫ યાર્ડ લાંબા અને ૩૦ ફુટ પોહોળા રસ્તાની ફરસબંધી કરી શકે છે, તો ૪ માણુસો ( કે જેમાંના ૨ માણુસો દરરોજના ૮ કલાક પ્રમાણે અને બીજા બે ૧૦ કલાક પ્રમાણે કામ કરે છે તે ) ૧૫૭૫ યાર્ડ લાંબા અને ૩૫ ફુટ. ૬ ઇંચ પોહોળા રસ્તાની ફરસબંધી કેટલા દીવસમાં કરી રહેશે ?

**૩૫૦.** ( બ. ૪. દા. ૫. ) એક માણુસે ૬૦ માઇલ જવા માટે ૪ રેલવે ટીકટો લીધી—૨ પેહેલા વર્ગની, ૧ બીજા વર્ગની અને ચોથી અર્ધી પેહેલા વર્ગની એક છોકરા માટે લીધી હતી. બીજા વર્ગની ટીકીટની કીંમત પેહેલા વર્ગની ટીકીટની કીંમતનો $\frac{2}{3}$ ભાગ બેસે છે તે પ્રમાણે બધા મળીને ૧ પૌં. ૧૧ શી. ૮ પે. બેઠા ત્યારે દરેક વર્ગની ટીકીટની કીંમત શું બેઠી હશે અને પેહેલા વર્ગની ટીકીટની દરેક માઈલપર શી કીંમત લેવામાં આવતી હશે ?

**૩૫૧.** ( બ. ૪. દા. ૭ ) એક વરશ પછી લેણી થવાની કોઇ અમુક રકમ પર દર વરશે દર સેંકડે ૫ ટકા લેખે મુદત બદલ કાપવાના ૧૫ પૌં. થયા. ત્યારે તે રકમ શી ?

**૩૫૨.** ( બ. ૪. દા. ૧૦ ) એક ખેતરના ગણોતને પેટે ઠેરવેલી રકમ અને ઠરાવ્યા પ્રમાણે કેટલાક બુશલ ઘઉં આપવાનો કરાર કીધો છે તે પ્રમાણે જ્યારે ઘઉંનો ભાવ ૫૬ શી. ના કવાર્ટર લેખે હતો તે વખતે ગણોતના ૨૫૦ પૌં. આવતા હતા, જ્યારે ઘઉંનો ભાવ ૬૦ શી. થયો, ત્યારે ગણોતના ૨૬૦ પૌં. આવ્યા તો ઘઉંનો ભાવ ૮૦ શી. હોય ત્યારે ગણોતની રકમ શી આવશે ?

**૩૫૩.** ( બ. ૪. દા. ૧૧ ) **अ** અને **ब** ૧૦ દીવસમાં, **ब** અને **क** ૧૫ દીવસમાં અને **अ** અને **क** ૨૫ દીવસમાં એક કામ કરી શકે છે. તેઓએ ૪ દીવસ સુધી ભેગાં કામ કીધું પછી **अ** જતો રહ્યો, અને **ब** અને **क** એ સાથે બીજા ૫ દીવસ સુધી કામ કર્યા કીધું ત્યાર પછી **ब** જતો રહ્યો ત્યાર પછી **क** એકલો કેટલા દીવસમાં તે કામ પૂરૂં કરી રહશે ?

**૩૫૪.** ( બ. ૪. દા. ૧૨ ) એક વાહાણનો ભંડાર ૯૯ ફુટ લાંબો ૪૦ ફુટ પોહોળો, અને ૫ ફુટ ઉંડો છે તેમાં આસપાસ ૪ ફુટ પોહોળો રસ્તો રેહેવા દઈને વચમાં ૩ ફુટ. ૬ ઈંચ લાંબી ૨ ફુટ. ૮ ઈંચ પોહોળી અને ૨ ફુટ. ૬ ઈંચ ઉંચી એવી કેટલી ગાંસડીઓ સીંચી શકાશે ?

**૩૫૫.** ( બ. ૫. દા. ૭ ) નોટ દા. ૨૬૦ જુઓ.

**૩૫૬.** ( બ. ૫. દા. ૮ ) નોટ દા. ૨૨૫ ની રીતે કરો

**૩૫૭.** ( બ. ૬. દા. ૫ ) ૧$\frac{1}{2}$ વરશ પછી લેણા થવાના ૨૬૬ પૌં. ૨ શી. ૮ પે. પર મુદલ બદલ કાપવાના ૧૨ પૌં. ૧૬ શી. થયા તો વ્યાજનો દર શો હશે ?

**૩૫૮.** ( બ. ૬. દા. ૬. ) **अ** પાસે સેંકડે ૩ ટકાની લોન છે તેનું વરસ દહાડે ૩૦૦ પૌંડ ઉપજે છે; તે લોનનો અડધો ભાગ ૯૨નાભાવે વેચી દેછે અને ઉપજેલાં નાણાં. સા. ડે. રેલવેના ૫૦ પૌં. ના શેરનો ભાવ ૨૩ પૌં. થઈ ગયો હતો તે વખતે તે શેર લેવામાં રોક્યાં. હવે

સા. ડે. રેલવે કંપની તેને દર વરશે દર સેંકડે કેટલા ટકાનું વ્યાજ આપે તો તેની વાર્ષિક ઉપજમાં ૫૦ પૌંડનો વધારો થાય ?

**૩૫૯.** ( બ. ૬. દા. ૯ ) એક દુકાનદાર ૪ શી. ૨ પે. ની ૧ પાં. લેખે ની ½ હંડ્રવેટ ચાહાની સાથે ૨ શી. ૧૧ પે. ની ૧ પાં. લેખેની કેટલી ચાહા ભેગી કરે તો તે મેળવણીને ૩ શી. ૮ પે. ની ૧ પાં. લેખે વેચતાં તેને રોકેલાં નાણાં પર સેંકડે ૨૦ ટકા નફો મળે ?

**૩૬૦.** ( બ ૬. દા. ૧૨ ) પાર્લ્યામેન્ટના એક મેંબરને પસંદ કરતી વખતે મત આપનારા માણસોના ૧/૧૬ ભાગે મત આપવા ના પાડી, અને ૨ ઉમેદવારોમાંના જે એક ઉમેદવારની તરફેણમાં મત આપનારાઓની આખી સંખ્યાના ૧૯/૪૦ ભાગે મત આપ્યો તે ઉમેદવાર પોતાની તરફ બીજા ઉમેદવાર કરતાં ૫ મત વધારે હોવાથી મેમ્બર નીમાયો ત્યારે દરેકની તરફેણમાં કેટલા મત આવ્યા હશે તે શોધી કાઢો.

**૩૬૦. ब** ( બ. ૭ દા. ૬. ) નોટ. દા. ૧૬૩ ની રીતે કરો.

**૩૬૧.** ( બ. ૭. દા. ૯. **ब**. ) ૩ ટકાને દરે ૯ મહિના પછી લેણા થવાના ૬૯૦ પોં. ૩ શી. ૯ પે. ની હુંડીનાં નાણાં હમણાં આપવા માટે ૩ ટકાના ૮૦ ના ભાવના કેટલા શેર વેચી દેવા પડશે ?

**૩૬૨.** ( બ. ૭. દા. ૧૨. ) **अ ब क** મળીને ૨૪ દિવસમાં એક કામનો ૭/૯ ભાગ કરી શકે છે. **अ** અને **ब** સરખું કામ કરે છે. જો તે બેમાંથી એક કામ ઉપર ન હોત તો બાકીના બે માણસ મળીને ૨૮ દિવસમાં તે કામનો ૪/૯ ભાગ કરત તો તે આખું કામ દરેક જણુ કેટલા દિવસમાં કરી શકશે ?

**૩૬૩.** ( બ. ૮ દા. ૩. ) પ્રવાહની સાથે એક હોડી ૨૦ મીનીટમાં દોઢ માઇલ ચાલે છે, જો સ્થિર પાણી હોત તેને અડધો કલાક લાગત, ત્યારે પ્રવાહનો વેગ દર કલાકે કેટલો ? અને પ્રવાહની સામે ૧॥ માઈલ આવવાને તે હોડીને કેટલી વાર લાગશે ?

**૩૬૪.** ( બ. ૮. દા. ૫. ) **अ** અને **ब** એ ૩૦ શિ. માટે ૧ કામ માથે લીધું **अ** ૪ દિ. માં અને **ब** ૫ દિ. માં તે કામ પૂરૂં કરી શકે એમ છે તેઓએ એક છોકરાની મદદ લઈ તે કામ બે દિ. માં પૂરૂં કર્યું ત્યારે તે દરેકને શું મળશે ?

**૩૬૫.** ( બ. ૮. દા. ૬. ) જેટલી મુદતમાં ૮૦ પૌં. વ્યાજ મુદ્દલ મળીને ૮૩ પૌડ ૫ શિ. થાય તેટલી મુદત પછી ૯૯૯ પૌંડ લેણા થવાનાછે તો તે નાણાં હાલ લેવાને તેનાપર મુદત બદલ શું કાપી આપવું પડશે ?

**૩૬૬.** ( બ. ૮. દા. ૮. ) નોટ દા. ૨૪ ની રીતે કરો.

**૩૬૭.** ( બ. ૮. દા. ૧૦. ) એક કાટખુણુ પેટીનું અંદરનું ઘનફળ ૬૪ ઘન ફુટ છે તેની કોરણો ૧, ૨, ૪ ના પ્રમાણમાં છે તો તે પેટીની કોરણોનું ખરેખરૂં લંબાણુ શોધી કાઢો.

**૩૬૮.** ( બ. ૮. દા. ૧૧. ) નોટ દા. ૨૪૬ જુઓ.

**૩૬૯.** ( બ. ૮. દા. ૧૨. ) **क** ૩ દીવસમાં જેટલું કામ કરી શકે છે તેટલું કામ **अ** ૨ દીવસમાં કરી શકે છે અને **क** ૪ દીવસમાં જેટલું કામ કરે તેટલું કામ **ब** ૫ દીવસમાં કરી શકેછે તો **अ** ૧૨ અઠવાડીઆમાં જેટલું કામ કરે તેટલું કામ **ब** કેટલા દીવસમાં કરી રહેશે ?

**૩૭૦.** ( બ. ૯. દા. ૧. બ. ) સહીયારા વેપારમાં **अ** ની મુડી **ब** ની મુડીનો ૨/૩ ભાગ હતો. ૭ મહીના પછી **अ** એ પોતાની મુડીનો ૧/૭ ભાગ ઉપાડી લીધો અને ૯ મહીના પછી **ब** એ પોતાની મુડીનો ૧/૪ ભાગ ઉપાડી લીધો; વરશ આખરે ૧૩૨ પૌં. ૧૨ શી. નફાના મળ્યા તે વેંહેચી લેતાં દરેકને શું મળ્યું ?

**૩૭૧.** ( બ. ૯. દા. ૩. ) નોટ. દા. ૩૪૫. ની રીતે કરો.

**૩૭૨.** ( બ. ૯. દા. ૫. ) **अ** નળથી ૩ કલાકમાં અને **ब** નળથી ૪ કલાકમાં એક ખાલી ટાંકી ભરાય છે. **क** નળથી ભરેલી

ટાંકી ૧ કલાકમાં ખાલી થાય છે. તે ત્રણે નળને અનુક્રમે ૩, ૪, ૫ વાગે ખુલ્લા મૂકયા તો તે ટાંકી ક્યારે ખાલી થઇ રહેશે ?

**૩૭૩.** ( બ. ૯. દા. ૬. ) એક ગાંધી ૪ હં. ૩ ક્વા. ૧૪ પાં. ખાંડના જુદા જુદા ૬ પાં. અને ૮ પાં. વજનનાં કેટલાં પડીકાં બાંધે તો દરેક જાતના પડીકાની સંખ્યા બરોબર થાય ?

**૩૭૪.** ( બ. ૯, દા. ૭. ક.) નોટ. દા. ૩૫૭ ની રીતે કરો.

**૩૭૫.** ( બ. ૯. દા. ૧૦ ) એક વેપારીએ કેટલોક માલ વેચાતો લીધો પછી રોકેલાં નાણાં પર સેંકડે ૧૫ ટકા વહાણના તથા વિમો ઉતરાવવાનો ખરચ થયો અને સેંકેડે ૧૦ ટકા જકાતના બેઠા; પછી તે માલ સેંકડે ૫ ટકા ખોટ ખાઈને વેચી દેવો પડયો પણ જો તેણે ૩ પૈં. વધારે ઉપજાવ્યા હોત તો સેંકડે ૧ ટકો નફો મળત. ત્યારે મુળ રોકેલી રકમ શી ?

**૩૭૬.** ( બ. ૯. દા. ૧૧. ) ૮ મીનીટમાં ૫ વાર ફોડવામાં આવે એવી ૬૦ તોપથી ૧$\frac{1}{2}$ કલાકમાં ૩૫૦ માણસો મુઆ તો ૨૫ મીનીટમાં ૫૮૦ માણસ મારી નાંખવાને માટે ૯ મીનીટમાં ૭ વાર ફોડવામાં આવે એવી કેટલી તોપ જોઈશે.

**૩૭૭.** ( બ. ૧૦. દા. ૪ ) નોટ. દા. ૭૬ ની રીતે કરો.

**૩૭૮.** ( બ. ૧૦. દા. ૫ ) નોટ. દા. ૧૭૦ જુઓ.

**૩૭૯.** ( બ. ૧૦. દા. ૬ ) એક આગગાડી સ્ટેશને સ્ટેશને અટકતી અટકતી ૧ કલાકમાં ૨૭ માઈલ જાય છે અને અટકયા શિવાય કલાકમાં ૩૦ માઈલ જાય છે. ત્યારે કેટલા માઇલની મુસાફરીમાં તેને અટકવામાં ૨૦ મીનીટ લાગશે ?

**૩૮૦.** ( બ. ૧૦. દા. ૭. ) નોટ. દા. ૧૭૧. જુઓ

**૩૮૧.** ( બ. ૧૦. દા. ૮ ) એક ખેતર ૩૦૦ યાર્ડ લાંબુ અને ૨૦૦ યાર્ડ પોહોળુ છે તેના સામસામા ખુણા વચેનું અંતર શોધી કાઢો.

અને તે ખેતરની આસપાસ ૩૦ યાર્ડ સુધી ઝાડ રોપવામાં આવ્યાં છે તે ઝાડ રોપેલી જગ્યા કેટલી છે તે શોધી કાઢો.

૩૮૨. ( બ. ૧૦. દા. ૯ ) એક મેવા વાળાની દુકાને ૨ નાળીએર અથવા ૧૨ ડઝન ફીલ્બર્ટ સરખી કીમતે વેચાય છે તેની દુકાનેથી એક છોકરાએ નાળીએર લીધા પછી ૧ નાળીએરને બદલે ૫ જમરૂખ, ૨ જમરૂખને બદલે ૫ સેબફળ, ૩ સેબફળને બદલે ૨ નારંગી, ૧ નારંગીને બદલે ૨૧ હેઝલનટ અને ૫ હેઝલનટને બદલે ૨ ફીલ્બર્ટ લીધાં. એ પ્રમાણે બદલો કીધાથી તેણે મેવા વાળાની દુકાનેથી પેહેલાંથીજ ફીલ્બર્ટ લીધાં હોત તેના કરતાં તેને ફાયદો થયો કે ખોટ ગઈ હશે ?

૩૮૩. ( બ. ૧૦. દા. ૧૨ ) ઘરથી ૨૭ માઇલ દુર એક ગામ છે ત્યાં જવા માટે હું ૭ વાગે નીકળ્યો તેજ વખતે તે ગામમાંથી ઉપડેલી ગાડી ગામથી ૧૮ માઈલ પર મને મળી; ધારો કે તે ગાડી કલાકમાં ૧૦ માઇલ ચાલે છે તો હમે મળ્યા તે વખતે કેટલા વાગ્યા હશે અને હું તે ગામમાં કેટલા વાગતે પોંહોંચીશ તે શોધી કાઢો ?

૩૮૪. ( બ. ૧૧. દા. ૩ ) એક ઘન વાસણનું ઘનફળ ૨.૩૭૦ ઘન યાર્ડ છે તો તેની ( ૧ ) દરેક કોરણ અને ( ૨ ) કર્ણ રેષા કેટલી લાંબી હશે તે અને તેની દરેક બાજુનું ક્ષેત્રફળ શોધી કાઢો.

૩૮૫. ( બ. ૧૧. દા. ૫ ) બે માણસોમાનો એક માણસ અઠવાડીઆમાં દરરોજ ૭ કલાક કામ કરે છે પણ બીજો માણસ અઠવાડીઆમાં ૨ દીવસ બીલકુલ કામ કરતો નથી બીજા ૨ દીવસ દરરોજના ૩ કલાક પ્રમાણે કામ કરે છે અને બાકીના ૨ દીવસ દરરોજના ૧૨ કલાક પ્રમાણે કામ કરીને વરશ એકમાં તે કામ પુરૂં કરે છે તો પેહેલો માણસ તેના કામના દર પ્રમાણે એક વરસમાં કેટલા દીવસ વેહેલો કામ કરી રહેશે.

**૩૮૬.** ( બ. ૧૧. દા. ૭. ) દર વરશે દર સેંકડે ૫ ટકાના દરે કોઇ ચોક્કસ રકમના વ્યાજ, અને એક વરશ પછી લેણી થવાની તેટલીજ રકમપર મુદત બદલ કાપવાની રકમ વચ્ચે ૧ પૈં.નો તફાવત પડે તો તે રકમ શી ?

**૩૮૭.** ( બ. ૧૧. દા. ૧૦. ) **अ** અને **ब** ગામ વચ્ચેનો રસ્તો ૧૨ માઇલ લાંબો છે તેમાં ૨ માઇલ ઊંચે ચઢવાનું છે અને ૩ માઇલ નીચે ઉતરવાનું છે. હવે એક માણસ **अ** ગામથી **ब** ગામ જવા નીકળ્યો તે ઘોડે બેસીને કલાકમાં ૪ માઇલ ઊંચે ચઢી શકે છે, ૫ માઇલ નીચે ઉતરી શકે છે અને સપાટ જમીનપર ૧૦ માઈલ જઇ શકે છે તે માણસને જતાં જે વખત લાગે તે અને આવતાં જે વખત લાગે તે વચ્ચેનો તફાવત શોધી કાઢો.

**૩૮૮.** ( બ. ૧૧. દા. ૧૧. ) ૧૧ વાગ્યા પછી અને ૧૨ વાગ્યા પેહેલાં કલાક કાંટો અને મીનીટ કાંટો ( એ બંને કાંટા ) (૧) સાથે, (૨) કાટખૂણે અને (૩) બરોબર સામસામા ક્યારે આવશે ?

**૩૮૯.** ( બ. ૧૨. દા. ૧. બ. ) કેટલાક કારિગરો ૨૫ દીવસમાં જેટલું કામ કરી શકે છે તેના કરતાં બમણું કામ કહેલી સંખ્યા કરતાં ૧$\frac{1}{2}$ ગણા મજુરો કેટલા દીવસમાં કરી શકશે ? ધારો કે બીજા વર્ગના ૩ માણસો ૧$\frac{1}{2}$ કલાકમાં જેટલું કામ કરી શકે તેટલું કામ પેહેલા વર્ગના ૨ માણસો ૧ કલાકમાં કરી શકે છે અને વળી બીજા વર્ગના માણસો પેહેલા વર્ગના માણસો કરતાં દરરોજ દોઢા વખત સુધી કામ કરે છે.

**૩૯૦.** ( બ. ૧૨. દા. ૬. ) એક વેપારીએ ૪૬ શી. ના એક ક્વાર્ટર લેખે કેટલાક ઘઊં વેચ્યા; ખરીદનાર ધણીએ ભાવમાં ૨ શી. વધારીને વેચી દીધા તેથી તેને ૧૫ પૈં. નફાના મળ્યા ત્યારે બધા મળીને ઘઊં કેટલા હશે ?

**૩૯૧.** ( બ. ૧૨. દા. ૭. ) ૬૮૦૦ પૌં. ની કીંમતનું એક વાહાણના $\frac{1}{4}$ ભાગનો માલીક **अ** છે બાકી રહેલા વાહાણના અર્ધા ભાગનો માલીક **ब** છે ત્યારે **क** નામનો ત્રીજો ભાગીદાર તે બે જણના ભેગા ભાગને પેટે શી રકમ આપે તો વાહાણનું માલકીપણું વેચાણ લેવામાં તેને સેંકડે ૧૦ ટકા નફો મળે?

**૩૯૨.** ( બ. ૧૨. દા. ૮. ) એક માણસે ૫૪ શી. ના એક કવારટર લેખે ૧૦૦૦ કવારટર ઘઊં વેચાતા લઈને ૭ મહીના સુધી રાખી મુકયા તે દરમ્યાનમાં સેંકડે ૨$\frac{1}{2}$ ટકા માલ ઓછો થઇ ગયો. રોકેલાં નાણાં ૫ ટકાની તેરીખનાં હતાં અને તેપર ખરચ ૨૦ પૌં. થયો હતો ત્યારે ૫૮ શી. ના એક કવારટર લેખે વેચી દીધાથી તેને શો નફો થયો અથવા ખોટ ગઈ?

**૩૯૩.** ( બ. ૧૨. દા. ૧૧. ) ૭ છોકરામાંનો પેહેલો છોકરો જેટલા વખતમાં બીજો છોકરો ૨ લીટી લખી શકે તેટલા વખતમાં ૩ લીટી લખી શકે છે; ત્રીજો છોકરો જેટલા વખતમાં ૬ લીટી લખે તેટલા વખતમાં બીજો છોકરો. ૫ લીટી લખે છે; ૪ થો છોકરો ૮ લીટી લખે એટલા વખતમાં ત્રીજો ૭ અને ૫ મો ૧૦ લીટી લખે એટલામાં ૪ થો ૯ અને ૭ ઠો છોકરો ૧૪ લીટી લખી રહે તેટલા વખતમાં ૫ મો છોકરો ૧૫ લીટીઓ લખી રહે છે તો પેહેલા છોકરાએ ૧૩૫ લીટી લખી તેટલા વખતમાં છઠો. છોકરો કેટલી લીટીઓ લખી રહેશે?



# ભાગ ૩ જો.

## બરનાર્ડસ્મિથના પરચુરણ દાખલાનું સાધણ.

( એપેંડીક્સ. )

**૩૯૪.** ( બ. એ. ૧. દા. ૮. ) મારે ૨૦૦ પૌં. ૧૪ મહીને, અને બીજા ૩૦૦ પૌં. ૧૯ મહીના પછી આપવાના છે, તો તમામ રૂપીઆ એકે વખતે ક્યારે આપવા? અને એકે વખતે આપવાના વખતે લેણા થવાના ગણતાં તે રકમની $3\frac{3}{4}$ ટકાના સાદા વ્યાજ પ્રમાણે તુરત કીંમત શી?

**૩૯૫.** ( બ. એ. ૧. દા. ૧૦. ) એક માણસે ૬ શી. ની એક પૌં. લેખે કેટલી ચાહા લીધા પછી બીજી કેટલીક ચાહા ૪ શી. ના ૧ પૌં. લેખે લીધી તે બે જાતની ચાહા શા પ્રમાણમાં ભેગી કરીને ૫ શી. ૩ પે. ની ૧ પાં. લેખે વેચે તો તેને દરેક પાં. ચાહાપર સેંકડે ૨૦ ટકા નફો મળે?

**૩૯૬.** ( બ. એ. ૨. દા. ૬. ) નોટ દા. ૨૩૭ ની રીતે કરો.

**૩૯૭.** ( બ. એ. ૨. દા. ૧૧. ) એક તળાવમાં પાણીની સપાટી ઉપર ૧ સ્પેન (વેંત) ઊંચે કમળના ફુલની કળીની ટોચ દેખાતી હતી; પવનના સપાટાથી તે ઝાડ વાંકુ વળીને ૨ ક્યુબીટ (૩૬ ઈચ)ને અંતરે ડુબી ગયું ત્યારે તે જગ્યાએ પાણી કેટલું ઊંડુ હશે?

**૩૯૮.** ( બ. એ. ૨. દા. ૧૨. ) **अ**, **ब** અને **क** ભાગીદાર છે; **अ** ને $\frac{2}{5}$ નફો મળે છે અને **ब** ને **क** ના કરતાં બમણો નફો મળે છે. નફાનાં દરમાં સેંકડે $\frac{1}{2}$ ટકો ઓછો થવાથી **अ** ની આવકમાં ૪૦ પૌં. ઓછા થયા ત્યારે **क** ની મુડી (કેપીટલ) શી હશે?

**૩૯૯.** ( બ. એ. ૩. દા. ૩. ) એક ગ્રહસ્થ ૨૩૧૦૦ પૌં. ની પુંજી

મુકીને મરી ગયો. તેને ત્રણ છોકરા ને ચાર છોકરીઓ હતી. તેણે વીલનામું કીધું હતું કે મારા દરેક છોકરાને તેમની મોટી બેન કરતાં $\frac{1}{3}$ ભાગ વધારે આપવો; મોટી બેનને તેનાથી નાની બેન માની હર કોઈના હીસ્સા કરતાં ૩૦૦ પૌં. વધારે આપવા અને સઘળી નાની બેનોને એક સરખો ભાગ આપવો. આથી દરેકને શુ મળ્યું?

૪૦૦. (બ. એ. ૩. દા. ૬. ) હેં. દા. ૨૭૬ અને ૩૧૦ ની રીતે કરો.

૪૦૧. ( બ. એ. ૩ દા. ૯. ) એક મારફતીઆએ સેંકડે ૧૦ ટકા નફો ખાઇને કેટલોક માલ એક વેપારીને આપ્યો તે વેપારીએ સેંકડે ૫૦ ટકા નફો ખાઇ તે માલ વેચી દીધો ત્યારે છેલ્લા ખરીદ કરનારે આપેલી કીમતનો કેટલો ભાગ નફામાં ગયો હશે ?

૪૦૨. ( બ. એ. ૩. દા. ૧૧. ) એક દારૂવાળાએ ૭૦ પૌં. નો ૧ પાઇપ દારૂ લીધો અને તેમાંથી કવાર્ટ, પીંટ અને અર્ધા પીંટની બાટલીઓ દરેક જાતની સરખી સંખ્યા આવે એવી રીતે ભરી લીધી તો તેની પાસે દરેક જાતના કેટલા ડઝન બાટલીઓ ભરેલી હશે અને તેમને શા ભાવે ડઝન લેખે વેચે તો તેને રોકેલાં નાણાંપર સેંકડે ૧૫ ટકા નફો મળે.

૪૦૩. ( બ. એ. ૪. દા. ૫. ) એક સરખા કૌવતવાન ૨૦ માણુસો ૬૦ દીવસમાં ૧૫ ફુટ. ઊંચી, અને ૩૦ ફુટ લાંબી ભીંત બાંધી શકે છે. વળી બીજા એક સરખા કૌવતવાન ૩૫ માણુસો ૨૦ ફુટ ઊંચી અને ૪૦ ફુટ લાંબી ભીંત ૬૪ દીવસમાં બાંધી શકે છે તો તે બન્ને વર્ગના માણુસોના કૌવતનું ગુણોત્તર (રેશીઓ=પ્રમાણુ ) શોધી કાઢો.

૪૦૪. ( બ. એ. ૪. દા. ૧૧. ) એક દેવાળીઆને ૨૦૮૫ પૌં. નું દેવું છે. તેમાંનાં ૨૩૫ પૌં. अ, ૩૨૫ પૌં. ब, ૫૨૫ પૌં. क અને બાકીના ड માગે છે; તે દેવાળીઓ માગનારાઓને ૧ પૌં. ને પેટે

શી રકમ આપે તો તે લેખે જે રકમ **क** ને મળવી જોઈતી હતી તે રકમ **ड** ને મળે અને એ લેખે બીજા માગનારાઓને શું મળશે ?

**૪૦૫.** ( બ. એ. ૫. દા. ૪ ) લાકડાનો એક કાટખુણીઆ ઢગલો ૧૨ યાર્ડ ઊંચો અને ૧૦ યાર્ડ પેહોળો છે અને ૪ પે. ના ૧ ચો. ફુટ લેખે તે ઢગલાને સાદડીઓથી ઢાંકવાનો ખરચ ૮૭ પૌં. થયો છે. તે ઢગલામાં ૧૮ ફુટ લાંબા, ૮ ઇંચિ પોહોળા અને ૪ ઇંચિ જાડા એવા લાકડાના કેટ કેટલા કકડા હશે ?

**૪૦૬.** ( બ. એ. ૫. દા. ૧૧ ) બરોબર ૨ વાગે બે ઘડીઆળ સાથે હતાં તેમાંનું એક ૨૪ કલાકના દરમ્યાનમાં ૭ સેકન્ડ ધીમુ ચાલે છે અને બીજું ૮ સેકંડ ઉતાવળું ચાલે છે તે લેખે તે બેમાંનું એક ઘડીઆળ બીજા ઘડીઆળ કરતાં અડધો કલાક અગાડી નીકળી ગયું તે વખતે બંને ઘડીઆળમાં કેટલા વાગ્યા હશે ?

**૪૦૭.** ( બ. એ. ૬. દા. ૭ ) એક માણસે ૩ ટકાના ૯૬ ના ભાવના શેર વેચી દઈને ઉપજેલાં નાણાં ૫ ટકાના રેલવે શેર લેવામાં રોક્યાં તેથી તેની આવકમાં સેંકડે ૫૦ ટકા વધારો થયો ત્યારે દરેક રેલવે શેરની તેને શી કીમત બેઠી હશે ?

**૪૦૮.** ( બ. એ. ૭. દા. ૪ ) **अ**, **ब** ને એક વરશ પછી લેણું થવાનું કરજ વેપારીની રીતે મુદત કાપીને તરત આપે છે પણ જો **ब** એ વરશ આખરે તે લેણું લીધું હોત તો ૫ ટકાની તેરીખે વ્યાજ ગણતાં હમણા લીધાં તેના કરતાં ૫ પૌં. તેને વધારે મળત; ત્યારે **अ** ને કેટલું દેવું હશે ?

**૪૦૮. ब** ( બ. એ. ૭. દા. ૫ ) નોટ દા. ૫૬ ની રીતે કરો.

**૪૦૯.** ( બ. એ. ૮. દા. ૬ ) એક માણસને ૨ વરશ પછી લેણા થવાના ૫૬૦ પૌં. ની તુરત કીમત ૫૩૩ પૌં. ૬ શી. ૬ પે. મળી તો શી તેરીખ પ્રમાણે મુદત કાપવામાં આવી હશે ?

**૪૧૦.** ( બ. એ. ૮. દા. ૧૦ ) એક વેપારીએ ૮૦ ટન કોયલા વેચાતા લીધા પછી ૧ શી. ૬ પે. ના એક કોથળા લેખે વેચતાં તેને ૪ પૌં. નફો મળ્યો; જો તેણે ૧ શી. ૪ પે. ના એક કોથળા લેખે વેચ્યા હોત તો તેને ૬ પૌં. ખોટ જાત; ત્યારે તેને દરેક ટનની શી કીમત બેઠી હશે તે તથા દરેક કોથળામાં કેટલા કોયલા માતા હશે તે શોધી કાઢો ?

**૪૧૧.** ( બ. એ. ૮. દા. ૧૧ ) જુઓ નોટ દા. ૧૧૬

**૪૧૨.** ( બ. એ. ૯. દા. ૭. ) નોટ દા. ૪૬ ની રીતે કરો.

**૪૧૩.** ( બ. એ. ૯. દા. ૧૦ ) નોટ દા. ૨૪ ની રીતે કરો.

**૪૧૪.** ( બ. એ. ૯. દા. ૧૧ ) ૪$\frac{1}{2}$ મહીના પછી કેટલુંક દેવું આપવાનું છે તેના $\frac{1}{4}$ ભાગ તરત આપી દીધો અને બીજો $\frac{1}{4}$ ભાગ ૩ મહીના પછી આપ્યો ત્યાર પછી બાકી રહેલો દેવાનો ભાગ કેટલા મહીના પછી આપવો પડશે ?

**૪૧૫.** ( બ. એ. ૯. દા. ૧૩ ) એક માણસ દરવરશે પોતાની મુડીમાં $\frac{1}{3}$ ભાગ વધારતો ગયો; ચાર વરશ પછી તેના પર એક વરસમાં ૪$\frac{1}{2}$ ટકાને દરે ૨૭૦ પૌં. વ્યાજના ઉપજ્યા ત્યારે તેની પ્રથમ મુડી શી હશે ?

**૪૧૬.** ( બ. એ. ૧૦. દા. ૧ ) નોટ દા. ૧૪ જુઓ.

**૪૧૭.** ( બ. એ. ૧૦. દા. ૩ ) રેલવેની બાજુએ ૬૦ સાઠ યાર્ડને અંતરે તારના થાંભલા દાટેલા છે; હવે એક ગાડી ૨૫ સેકંડમાં આવા ૧૧ ગાળા પસાર કરી જાય છે તે ગાડી દર કલાકે કેટલી ચાલતી હશે તે અને બરોબર આખા ( પૂર્ણાંક ) માઇલિને છેટે આવેલા ૨ થાંભલા વચ્ચે કેટલું અંતર છે તે શોધી કાઢો.

**૪૧૭.** બ. ( બ. એ. ૧૦. દા. ૫ ) નોટ દા. ૧૬૭ બ. જુઓ.

**૪૧૮.** ( બ. એ. ૧૦. દા. ૭ ) નોટ દા. ૧૪૮ જુઓ.

**૪૧૯.** ( બ. એ. ૧૦. દા. ૮ ) નોટ દા. ૮૬ ની રીતે કરો.

**૪૨૦.** ( બ. એ. ૧૦. દા. ૯ ) ૧૯૫૩ના સપટેમ્બરની ૨૮ મી તારીખે ૫૬ શી. ના ૧ કવારટર લેખે ૨૨૫ ક્વારટર ઘઉં વેચ્યા તે આવતા માર્ચ મહિનાની ૨૫ મી તારીખ સુધી રાખી મુકયા હોત તો તેનો ભાવ તે દિવસે ૯૪ શી. ના ૧ કવાર્ટર લેખે ઉપજત. નાણાનું વ્યાજ દરવરશે દર સેંકડે ૩$\frac{1}{2}$ ટકા ઉપજે છે ત્યારે તેને તે ઘઉં રાખી મુકયાથી શો ફાયદો થાત ?

**૪૨૧.** ( બ. એ. ૧૦. દા. ૧૦. ) દર વરશે દર સેંકડે ૫ ટકા લેખે વ્યાજ ચઢાવીને એક માણસે પોતાના માલ ઉપર ૬ મહિનાના વાયદાની અને તે વાયદાની મુદત કાપીને રોકડાની એવી બે કીંમતો ઠરાવી છે તો તે બંને કીંમતનું ગુણોત્તર શોધી કાઢો.

**૪૨૨.** ( બ. એ. ૧૧. દા. ૬. ) ૧૮ મહીના પછી લેણા થવાના ૩ પૌં. ૧૧ શી. ૮ પે. ના બીલમાંથી એક માણસે ૫ શી. કાપી લીધા તો તેણે શા દરે મુદત કાપી હશે ?

**૪૨૩.** ( બ. એ. ૧૧. દા. ૧૧) દર વરશે દર સેંકડે ૩ ટકાના વ્યાજે મેં કેટલાક પૌં. ઉછીના લીધા અને તે રકમ ૫ ટકાના ચક્રવૃદ્ધિ વ્યાજ પ્રમાણે ૭ ૭ મહીને વ્યાજ લેવાની બોલી કરી બીજા કોઈને ધીરી તેથી વરસ આખરે મને ૬૬૦ પૌં. નફાના મળ્યા ત્યારે મેં કેટલા પૌં. ઉછીના લીધા હશે તે શોધી કાઢો.

**૪૨૪.** ( બ. એ. ૧૧. દા. ૧૨. ) દરેક હોડીની કીંમત તેના હલેસાની સંખ્યાના વર્ગના પ્રમાણમાં ગણતાં ૪ હલેસાંવાળી હોડીના ૫૦ પૌં. બેઠા તો ૬ હલેસાંવાળી હોડીની શી કીંમત બેસશે ?

**૪૨૫.** ( બ. એ. ૧૨. દા. ૭ ) એક વેપારી પોતાના સઘળા મા-

લની કીંમતપર સેંકડે ૧૫ ટકા નફો મેળવવા માગે છે તો તે માલ વેચાતાં ૪ મહીના લાગે છે પણ જો ૨૦ ટકા મેળવવા માગેછે તો તે માલ વેચાતાં ૬ મહીના લાગે છે તો વરશ આખરે એ બેમાંથી કઇ ગોઠવણ વધારે ફાયદાકારક નીવડશે ?

૪૨૬. ( બ. એ. ૧૨. દા. ૮. ) ૭ અને ૮ વાગતા વચ્ચે ૧ ઘડીઆળના બે કાંટા (મીનીટ કાંટો અને કલાક કાંટો ) (૧) સામસામા ક્યારે આવશે (૨) એક બીજાથી કાટખૂણે ક્યારે આવશે અને (૩) સાથે એક બીજાપર ક્યારે આવશે ?

૪૨૭. (બ. એ. ૧૨. દા. ૯. ) નોટ દા. ૫૬ ની રીતે કરો.

૪૨૮. ( બ. એ. ૧૩. દા. ૪ ) નોટ દા. ૬૬ જુઓ.

૪૨૯. (બ. એ. ૧૩. દા. ૮ ) શીલીંગના એક સીક્કાનું વજન ૩ પેનીવેટ. ૧૫ ગ્રેન થાય છે તેમાં ૪૦ ભાગે ૩ ભાગ મિશ્રધાતુ હોય છે અને બાકીની સુદ્ધ ચાંદી હોય છે, જો ચાંદીની કીમતમાં સેંકડે ૮ ટકા વધે તો શીલીંગના સીક્કામાં ચોખી ચાંદીના વજનમાં કેટલો ઘટાડો કરવો પડશે ?

૪૩૦. ( બ. એ. ૧૩. દા. ૧૧. ) ૧૨૦ કુટુંબનો સમાસ થાય એટલાં ઘર બાંધવાને માટે ૬૦૦૦ પૌં. નું ઉઘરાણું કીધું છે આ ઘરોના ૬ કલાસ પાડ્યા છે. તે દરેક કલાસનું દર અઠવાડીઆનું કુટુંબ દીઠ ભાડું અનુક્રમે ૭, ૬, ૫, ૪, ૩½, ૩ શી. ઉપજે છે તો સુધરાવવા વીગેરેનો વાર્ષિક ખરચ ૨૦ પૌં. જતાં દરેક ભાગીદારોને સેંકડે શું મળશે ?

૪૩૧. ( બ. એ. ૧૪. દા. ૨. ) એક દેવાળીઆને ૬૦૦૦ પૌં. નું દેવું છે અને પુરેપુરા વસુલ થાય એવા ૧૮૦૦ પૌં. લેણા છે વળી બીજા પુરેપુરા વસુલ ન થઈ શકે એવા ૧૨૦૦ પૌં. લેણા છે ( તે-

માંથી સરાસરી દર એક પૌંડપર ૧૦ શી. લેખે વસુલ થાય એમ છે ) તો તે પોતાના દેવામાં દર એક પૌંડપર શું આપી શકશે?

**૪૩૨.** ( બ. એ. ૧૪. દા. ૫. ) જો ૩ પૌં=૨૦ થેલર; ૨૫ થેલર=૯૩ ફ્રેંકસ; ૨૭ ફ્રેંકસ=૫ સ્કુડી; અને ૬૨ સ્કુડી=૧૩૫ ગલડન; તો કેટલા ગલડન=૧ પૌંડ ?

**૪૩૩.** ( બ. એ. ૧૪. દા. ૭. ) **अ, ब, क, ड, इ** વચ્ચે ૨૦૨૫ પૌં. એવી રીતે વહેંચી આપો કે **अ**નો ભાગ : **ब** નો ભાગ :: ૧:૨; **क**નો ભાગ : **ब**નો ભાગ :: ૫:૪; **ड** નો ભાગ : **क** નો ભાગ :: ૬:૫ અને **इ**નો ભાગ:: ૪:૩.

**૪૩૪.** ( બ. એ. ૧૪. દા. ૧૦. ) ૧૫૦ પૌં. કરતાં ઓછી વાર્ષિક આવકપર ૧ પૌંડે ૫ પેન્સ. લેખે અને ૧૫૦ પૌં. ઉપરની વાર્ષિક આવકપર ૧ પૌં. ૭ પેન્સ લેખે ઇન્કમટેકસ લેવામાં આવે છે; હવે એક માણસની વાર્ષિક આવક ૧૪૯ પૌં. ૧૦ શિ. છે. તેની પાસે ઇન્કમટેકસ આપ્યા પછી જે રકમ રહે છે તેના કરતાં બીજા એક માણસની વાર્ષીક આવક ૧૫૦ પૌં. ઉપર હોવા છતાં ઇન્કમટેકસ આપ્યા પછી ૭$\frac{3}{4}$ પે. ઓછા રહે છે તો તે બીજા સખસની વાર્ષીક આવક (૧૫૦ ઉપરની) શી હશે ?

**૪૩૫.** ( બ. એ. ૧૫. દા. ૧. ) ૬૫૦ ઘોડાને લડાઈની જગ્યાએ લઇ જતાં સફરને ૪ થો ભાગ પુરો થતાં તોફાન થયું તેમાં ૧૦ ઘોડાને મારી નાંખ્યા. સફરની આખરે દરેક ઘોડાની દરરોજની ખોરાકીના ખર્ચ બદલ ૧ શી. લેખે ૧૫૪૨ પૌં. ખરચના થયા ત્યારે કેટલા દીવસ સુધી સફર કરવી પડી હશે ?

**૪૩૬.** ( બ. એ. ૧૫. દા. ૨. ) કોઈ એક કામના દરેક શેરપર સેંકડે ૫ ટકાની તેરીખે ૧૩ શી. ૪ પે. વ્યાજ ઉપજ્યું ત્યારે તે દ-

રેક શેર કેટલાનો હશે અને જો તે શેર ૬ પ્રીમીઅમે લીધા હોત તો તેનાપર સેંકડે કેટલા ટકા વ્યાજ પડત ?

૪૩૭. ( બ. એ. ૧૫. દા. ૭. ) એક સખસે ૭ પે. ની ૧ પૌં. લેખે અને બીજી ૧૦ પે. ૧ પૌં. લેખે કેટલીક ખાંડ લીધી અને તે બનેને ૩:૫ ના પ્રમાણમાં ભેગી કરીને ૯ પેન્સની ૧ પૌં. લેખે વેચી દીધી તેથી તેને સેંકડે શો નફો મળ્યો હશે ?

૪૩૮. ( બ. એ. ૧૫. દા. ૧૦. ) અને દર વરશે દર સેંકડે ૫ પૌં. ના દરના વ્યાજવાળા ૩૦૦૦ પૌં. નું દેવું છે. મુદલ અને વ્યાજને પેટે તે દર વરશની આખરે ૫૦૦ પૌં. આપે છે તે છતાં ત્રીજા વરસની આખરે તેને કેટલું દેવું રહેશે ?

૪૩૯. ( બ. એ. ૧૬. દા. ૪. ) નોટ દા. ૧૪૫ જુઓ.

૪૪૦. ( બ. એ. ૧૬. દા. ૮. ) નોટ દા. ૨૫૯ જુઓ.

૪૪૧. ( બ. એ. ૧૭. દા. ૧. ) ઘડીઆળના બંને કાંટા ૧૨ વાગે સાથે આવ્યા પછી ફરી પાછા ક્યારે સાથે. ભેગા થશે ?

૪૪૨. ( બ. એ. ૧૭. દા. ૨. ) ૭ એકરના એક ખેતરમાં મુળા, મોગરી અને કોબી વાવી છે તે દરેકનું ક્ષેત્રફળ અનુક્રમે $1\frac{1}{3}$: $1\frac{1}{2}$: $1\frac{3}{4}$ ના પ્રમાણમાં છે વળી તેઓની કીંમત પણ અનુક્રમે એજ પ્રમાણમાં ઉપજેછે તો એક એકરમાં વાવેલા મુળાના ૭ પૌં. લેખે આખા ખેતરના પાકની શી ઉપજ આવશે ?

૪૪૩. ( બ. એ. ૧૭ દા. ૩. ) ૩ વાગ્યા પછી અને ૪ વાગ્યા પહેલાં કેટલા વાગે મીનીટ કાંટો કલાક કાંટાથી ૩૦ મીનીટ અગાડી નીકળી જશે ?

૪૪૪ ( બ. એ ૧૭ દા. ૪ ) એક ટાંકી બે નળથી અનુક્રમે ૨૦ અને ૨૪ મીનીટમાં ભરાઇ જાય છે અને એક બાકા વાટે ૩૦ મી-

નીટમાં ખાલી થઈ જાય છેઃ હવે એ ત્રણેને ૧૫ મીનીટ સુધી છૂટા મુકયાથી તે ટાંકીનો કેટલો ભાગ ભરાશે?

**૪૪૫.** ( બ. એ. ૧૭. દા. ૫. ) એક એનજીનનું ૫ ફુટ વ્યાસવાળું પૈડું ૬ માઈલમાં ૨૫૦૦ આંટા ફર્યું. વર્તુળનો ઘેરાવો તેના વ્યાસ કરતાં ૩.૧૪૧૬ ગણો લેખે ગણતાં તે પૈડું, રેલપર સરી જવાને લીધે, કેટલું વધારે અંતર નકામું ફર્યું હશે?

---

# ભાગ ૪ થો.

## કોલેંઝો અંકગણીતના

## પરચુરણ અઘરા દાખલા.

**૪૪૬.** ( કો. દા. ૯ ) નોટ દા. ૧૧૩, ૪૩૨ ની રીતે કરો.

**૪૪૭.** ( કો. દા. ૧૬ ) ૧૦૦ પૌં. નું બીલ ૬ મહીના પછી લેણું થવાનું છે પણ તે બીલના માલીકે સેંકડે ૫ ટકા મુદત બદલ કાપી આપીને ૯૭ પૌં. ૧૦ શી. લીધા તેથી તેને પોતાના લેણા નીકળે તે કરતાં શું ઓછું મળ્યું?

**૪૪૮.** ( કો. દા. ૨૨ ) નોટ દા. ૧૬૩ ની રીતે કરો.

**૪૪૯.** ( કો. દા. ૨૫ ) નોટ. દા. ૧૯૬ ની રીતે કરો.

**૪૫૦.** ( કો. દા. ૩૧ ) નોટ દા. ૪૪૪ ની રીતે કરો.

**૪૫૧.** ( કો. દા. ૩૭ ) નોટ દા. ૬૪ ની રીતે કરો.

**૪૫૨.** ( કો. દા. ૪૩ ) નોટ દા. ૪૩૩ ની રીતે કરો.

**૪૫૩.** ( કો. દા. ૫૨ ) **અ** એક કામ ૩ દીવસમાં કરી શકે છે તેથી

ત્રણ ગણું કામ **બ** ૮ દીવસમાં અને પાંચ ગણું કામ **ક** ૧૨ દીવસમાં કરી શકે છે: તો તે સઘળા મળીને આખું કામ કેટલા દીવસમાં પુરૂં કરશે ?

૪૫૪. ( કો. દા. ૫૭ ) કોઇએક ગ્રહસ્થને ૫ દીકરા હતા તે ગ્રહસ્થ ૩૭૫૦ પૌં. રોકડા અને બીજા બે બીલ જે દરેકની કીમત ૧૫૧ પૌં. હતી અને જે અનુક્રમે ૨ અને ૩ મહીના પછી લેણા થવાના હતા તે મુકીને મરી ગયો તે વખતે કીધેલા વીલ પ્રમાણે સૌથી મોટા છોકરાએ આખી મીલકતનો $\frac{1}{4}$ ભાગ પોતે લીધા પછી બાકીની મીલકત બીજા નાના ભાઇઓને નાણાના રૂપમાં સરખે હીસ્સે વેંહેંચી આપી ત્યારે ૪ ટકાની તેરીખના વ્યાજ પ્રમાણે ગણતાં તે દરેક નાના ભાઈને ભાગમાં રોકડ નાણું શું મળ્યું તે શોધી કાઢો.

૪૫૫. ( કો. દા. ૧૦૬ ) **અ** અને **બ** એ સહીઆરો વેપાર કરવા માંડ્યો કે તરત **અ** એ ભંડોળમાં ૨૦૦૦ પૌં. આપ્યા અને ૮ મહીના પછી વળી બીજા ૧૦૦૦ પૌં. આપ્યા; **બ** એ પ્રથમ ૭૫૦ પૌં. ભંડોળમાં આપ્યા અને ૪ મહીના પછી વળી બીજા ૩૦૦૦ પૌં. આપ્યા પણ પછી ત્રણ મહીનાની આખરે ૧૩૦૦ પૌં. ઉપાડી લીધા. વરશ આખરે ૧૬૩૫ પૌં. નફો થયો તેમાંથી દરેક ભાગે શું આવશે ?

૪૫૬. ( કો. દા. ૧૦૭. ) ૪૪$\frac{1}{2}$ ગિનીનું વજન ૧ ટ્રોય પાં. થાય છે અને ૩૨ અર્ધાં પેન્સના સીક્કાનું વજન ૧ એવો પાંઉંડ થાય છે તો ૧ એવો–પાં. ના ૭૦૦૦ ટ્રોય ગ્રેન લેખે ૧ ગિની અને ૧ અર્ધાં પેન્સના સીક્કાના વજન વચ્ચે કેટલા ગ્રેનનો ફેર છે તે શોધી કાઢો.

૪૫૭. ( કો. દા. ૧૦૮. ) ૯૦ના ભાવે વેચીને ૨૦ ગિની નફો મેળવવા માટે ૮૮ના ભાવની કેટલી લોન ખરીદવી જોઇએ ?

૪૫૮. ( કો. દા. ૧૧૯ ) ૭ બળદની કીમત ૪૨ ઘેટાંની કીમત જે-

ટલી બેસે છે અને ૩ ઘેટાંની કીમત ૧૦ પૌં. પડે છે તો ૧૦૦ બળદની શી કીમત પડશે ?

**૪૫૯.** ( કો. દા. ૧૨૦ ) નોટ દા. ૪૩૭ ની રીતે કરો.

**૪૬૦.** ( કો. દા. ૧૨૩. ) **अ**, **ब** અને **क** નામના ત્રણ સીપાઈઓએ ૭૭૦ કારતુસ એવી રીતે વેંહેંચી લીધા કે જેટલીવાર **अ** એ ૪ કારતુસ લીધા તેટલી વાર **ब** એ ૩ લીધા અને જેટલી વખત **अ** એ ૬ લીધા તેટલી વખત **क** એ ૭ લીધા તે પ્રમાણે દરેકને ભાગે કેટલા કારતુસ આવ્યા હશે ?

**૪૬૧.** ( કો. દા. ૧૩૪. ) નોટ દા. ૪૯૭ જુઓ.

**૪૬૨.** ( કો. દા. ૧૪૧. ) નોટ દા. ૪૩૧ ની રીતે કરો.

**૪૬૩.** ( કો. દા. ૧૪૫. ) ૫ વરસમાં ૧ પૌ. ની સાદા વ્યાજ પ્રમાણે રાસ સાદુ વ્યાજ મળીને ૧ ગિની થવા માટે વ્યાજનો દર શો હોવો જોઈએ ?

**૪૬૪.** ( કો. દા. ૧૪૭. ) નોટ દા. ૩૮૩ જુઓ.

**૪૬૫.** ( કો. દા. ૧૫૨. ) એક માણસે ૩૦ પૌં. નાં ૨૭ ઘેટાં વેચાતાં લીધાં અને તેમાંનાં ૧૨ સેંકડે ૩ ટકા ખોટ ખાઇને વેચી દીધાં પછી બાકી રહેલા ઘેટાંમાંનું દરેક ઘેટું તે શા ભાવે વેચે તો તેને આખી ખરીદી પર સેંકડે ૨$\frac{૧}{૨}$ ટકા નફો મળે ?

**૪૬૬.** ( કો. દા. ૧૫૩. ) નોટ દા. ૯૩ જુઓ.

**૪૬૭.** ( કો. દા. ૧૫૯. ) જુઓ નોટ. દા. ૨૩૧.

**૪૬૮.** ( કો. દા. ૧૬૮. ) એક ઘોડો ૧૬$\frac{૫}{૮}$ કલાકમાં ૧૮૬$\frac{૧}{૪}$ માઇલ દોડે છે અને બીજો ઘોડો ૧૮$\frac{૨}{૩}$ કલાકમાં ૧૯૬$\frac{૭}{૮}$ માઇલ દોડે છે તે બંને ઘોડાના વેગનું ગુણોત્તર ( વેગ સરખાવો ) શોધી કાઢો. અને જો તે

બંને ઘોડા સામસામી દીશાએ દોડેતો ૬$\frac{3}{4}$ મીનીટમાં તેઓ વચ્ચે કે-ટલું છેટું પડશે ?

૪૬૯. ( કો. દા. ૧૭૮. ) લંડનથી ૧૨૦ માઈલને અંતરે બ્રિસ્ટલ નામનું શેહેર છે ત્યાંથી લંડન આવવા માટે એક ફાસ્ટ ટ્રેન. ૨ વાગતે ઉપડી તે કલાકમાં ૨૫ માઈલ પ્રમાણે ચાલે છે. તો તેજ સ્ટેશન પ-રથી ૫૦ મિનિટમાં ૧૫ માઈલ પ્રમાણે ચાલનારી ભારખાનાની ગાડી કેટલા વાગતે ઉપડી હશે તેથી લંડન સુધીમાં રસ્તે તેને ફાસ્ટ ટ્રેન પકડી ન પાડતાં તેની સાથે એક્કી વખતે પોંહોંચી.

૪૭૦. ( કો. દા. ૧૯૧. ) ७३०० માણસનું એક લસ્કર ચાર ટુક-ડીઓનું બનેલું છે તે ટુકડીઓમાની પેહેલીના $\frac{1}{2}$ ભાગના, બીજીના $\frac{2}{3}$ ભાગના, ત્રીજીના $\frac{3}{4}$ ભાગના અને ચોથીના $\frac{4}{5}$ ભાગના માણસોની સં-ખ્યા સરખી છે તો તે દરેક ટુકડીમાં કેટકેટલા માણસો હશે ?

૪૭૧. ( કો. દા. ૧૯૩. ) કોઈ એક માણસ મરી ગયો તેણે વીલ-નામામાં પોતાના બેમાંથી મોટા છોકરાને પોતાની મિલકતનો $\frac{13}{25}$ ભાગ અને તે જતાં બાકી રહે તેનો $\frac{13}{25}$ ભાગ નાના છોકરાને અને પછી વધે તેટલી મિલકત તેઓની માને આપવાને ફરમાવ્યું હતું તે પ્રમાણે આપતાં મોટા છોકરાને નાના છોકરા કરતાં ૧૬૯૦ પૌં. વધારે મળ્યા તો તે દરેકને ભાગે વારસામાં શી રકમ આવી હશે ?

૪૭૨. ( કો. દા. ૨૦૦. ) ૬ શિ. કીમતવાળી ચોપડીની ૫૦૦૦ ન-કલ બાહાર પાડવામાં આવી છે: દરેક નકલ પર ૧ શિ. છપામણીનો, ૪ પે. બંધામણીનો અને ૨ પે. ગાડીનો તથા જાહેર ખબર વીગેરેનો ખરચ લાગ્યો છે: તે ચોપડી પ્રસિદ્ધ કરનાર સખસ છૂટક વેચનાર વેપારીને ૨૪ નકલની કીમત લઇને ૨૫ નકલ આપે છે અને તે ઉપ-રાંત વેચાણ કીમત પર સેંકડે ૩૦ ટકા ઓછા લઇને વેચીદીધા પછી

ઉપજેલાં નાણાં પર સેંકડે ૧૦ ટકા પોતાને માટે કમિશનના કાપી લઇને બાકી રહેલાં નાણાં તે ચોપડીના કર્તા ( બનાવનાર ) ને આપે છે તેથી તે ચોપડીના બનાવનારને, પ્રસીદ્ધ કર્તાને અને ચોપડી વેચનારને આ આવૃત્તીથી અનુક્રમે શો નફો મળશે તે શોધી કાઢો.

**૪૭૩.** ( કો. દા. ૨૦૩. ) ગિની, અર્ધા ગિની, ક્રાઉન, અર્ધા ક્રાઉન, શિલીંગ, અને છ પેન્સમાંના દરેકની સરખી સંખ્યા આવે એવી રીતે ૧૦૦ ગિનીના ભાગ કરો.

**૪૭૪.** ( કો. દા. ૨૧૪ ) નોટ દા. ૧૬૭ બ ની રીતે કરો.

---

# ભાગ ૫ મો.

## મેટ્રિક્યુલેશન પરિક્ષાના

### ૧૮૫૯ ની સાલથી ૧૮૮૬ ની સાલ સુધીના સવાલોમાંના અઘરા હીસાબ.

**૪૭૫.** ( મે. ૧૮૫૯. સ. ૮. ) રૂ. ૬૦૦૦; ૨૪ મરદ, ૩૬ સ્ત્રી અને ૭૨ છોકરાં વચ્ચે એવી રીતે વહેંચી આપો કે ૨ મરદનો હીસ્સો ૩ સ્ત્રી ના હીસ્સા બરોબર થાય અને દરેક સ્ત્રીનો હીસ્સો ૨ છોકરાંના હીસ્સા બરોબર થાય ત્યારે દરેકને ભાગે શું આવશે ?

**૪૭૬.** ( મે. ૧૮૬૦. સ. ૪. ) કઇ રકમના અડધા ભાગમાં તેજ રકમના ૧/૫ ભાગ કરતાં ૨૧૬ પૌં. વધારે છે ?

**૪૭૭.** ( મે. ૧૮૬૧. સ. ૪. ) **અ** એ મુંબઇથી નાસીક જવા માટે ૧ ફર્સ્ટક્લાસ ટિકીટ અને બીજી એક સેકન્ડક્લાસ ટિકીટ લીધી તેના

રૂ. ૨૫. બેઠા; હવે જો કલ્યાણી સુધીની ૧ ફર્સ્ટક્લાસ ટિકીટના રૂ. ૩–૬–૦ અને ૧ સેકંડક્લાસ ટિકીટના રૂ. ૨–૯–૦ પડે છે અને આખી રેલવે પર એજ પ્રમાણમાં ભાડું લેવામાં આવે છે તો ઉપર કહેલી જુદી જુદી ટિકીટનું ભાડું શું બેઠું હશે ?

૪૭૮. ( મે. ૧૮૬૨. સ. ૩. ) એક થેલીમાં કેટલાક રૂપીઆ છે તેના કરતાં દોઢ ગણી બેઆની અને ચારગણા પૈસા છે; આખી થેલીમાં બધા મળીને રૂ. ૩૦૦. છે: તો તે મધે કેટલા રૂપીઆ, કેટલી બેઆની અને કેટલા પૈસા છે તે શોધી કાઢો. ( ૪ પૈસા=૧ આનો )

૪૭૯. ( મે. ૧૮૬૩. સ. ૨. ) રેલવેની સડક પાસે તારના થાંભલા દરેક ૬૦ સાઠ યાર્ડને અંતરે દાટેલા છે તો સાબીત કરો કે એક મિનિટમાં આગગાડી જેટલા થાંભલા પસાર કરી જાય છે તે થાંભલાની સંખ્યા કરતાં લગભગ બમણા માઈલ તે આગગાડી એક કલાકમાં ચાલે છે.

૪૮૦. ( મે. ૧૮૬૩. સ. ૫. ) એક પાટીઉં ૭$\frac{3}{4}$ ઈંચ પોહોળું છે તેમાંથી કેટલો લાંબો. કકડો કાપી લઇએ તો કાપેલો કકડો ૧ ચો. ફુટ થાય ?

૪૮૧. ( મે. ૧૮૬૩. સ. ૯. ) કોઇએક સખસ મરી ગયો તેની મિલકત તેના બે છોકરા વચ્ચે અનુક્રમે ૧૩ : ૭ ના પ્રમાણમાં વેંચવામાં આવી; બંનેને મળેલા હીસ્સા વચ્ચે રૂ. ૧૨૦૦૦ નો તફાવત છે તો તે સખસની મિલકત કેટલી હશે ?

૪૮૨. ( મે. ૧૮૬૩. સ. ૬. ) જુઓ. નોટ. દા. ૩૨૯.

૪૮૩. ( મે. ૧૮૬૬. સ. ૫. ) જ્યારે ૧ પલ્લાભર ઘઉંનો ભાવ રૂ. ૧૫ હતો ત્યારે ૧ા શેર વજનના રોટલાની કીંમત ૨ આના ઉપજતી હતી પણ જ્યારે ૧ા શેર વજનના રોટલાની કીંમત ૨ા આનો બેસવા લાગ્યો ત્યારે ઘઉંનો ભાવ શો હશે ?

**૪૮૪.** ( મે. ૧૮૬૬. સ. ૯. ) એક માણસને ૨ મહિના પછી ૧૦૦ પૌં. અને બીજા ૭૫૦ પૌં. ૭ મહિના પછી દેવા થવાના છે તો તે તમામ રકમ તે એકી વખતે કયારે આપે ?

**૪૮૫.** ( મે. ૧૮૬૭. સ. ૪. ) દરવરશે દરસેંકડે ૫ ટકાના દરના ચક્રવૃદ્ધિ વ્યાજ પ્રમાણે રૂ. ૨૫૦ ગવર્નમેન્ટ બેંકમાં વ્યાજે મૂકયા પછી કેટલી મુદતમાં વ્યાજ મુદલ મળીને રૂ. ૩૦૦ થશે ?

**૪૮૬.** ( મે. ૧૮૬૮. સ. ૧. ) ૧૮ ફુટ. ૯ ઈંચ લાંબી બાજુ વાળા એક ચોરસ ઓરડામાં પાથરવાને ૨ ફુટ. ૩ ઇંચ પનાની સાદડી કેટલા યાર્ડ જોઇશે ?

**૪૮૭.** ( મે. ૧૮૭૦. સ. ૨. ) એક સરખા કદના ૩ ગ્લાસ દારૂ અને પાણીની મેળવણીથી ભરેલાં છે. તેમાંના ૧ લા ગ્લાસમાં ૨ : ૩, બીજા ગ્લાસમાં ૩ : ૪, અને ત્રીજા ગ્લાસમાં ૪ : ૫ ના પ્રમાણમાં દારૂ અને પાણી ભરેલાં છે તે ત્રણે ગ્લાસને એક મોટા વાસણમાં ખાલી કીધાથી જે મેળવણી થઈ તે મેળવણીમાં દારૂ અને પાણી શા પ્રમાણમાં છે તે શોધી કાઢો.

**૪૮૮.** ( મે. ૧૮૭૧. સ. ૪. ) ૧૦ ઘોડા અને ૯૮ ઘેટાંનો ૯ દિવસ નો ખરચ ૩૭ પૌં. ૧૭ શિ. ૬ પે. થાય છે તો ૪૫ ઘોડા અને ૨૧૬ ઘેટાંનો ૪૦ દિવસ સુધીનો શો ખરચ થશે ? ધારો કે ૫ ઘોડા ૭૬ ઘેટાંના જેટલું ખાય છે.

**૪૮૯.** ( મે. ૧૮૭૨. સ. ૧. ) બે હોડી એક કીનારેથી બીજે કીનારે જવા નીકળી. એકમાં દર ૨ મિનિટમાં ૧ પીંટ પાણી ભરાતું હતું અને બીજીમાં દર ૫ મિનિટમાં ૧ પીંટ પાણી ભરાતું હતું. પેહેલી હોડી કીનારે આવી પહોંચી તે વખતે તેમાં ૭$\frac{૧}{૨}$ કવાર્ટ પાણી ભરાયલું હતું. ત્યારે બીજી હોડીમાં કેટલું પાણી ભરાયું હશે અને તેમને નદી પસાર કરતાં શો વખત લાગ્યો હશે ?

**૪૯૦.** ( મે. ૧૮૭૩. સ. ૧. ) વરશના પેહેલા ૭ મહીનામાં ૧ રૂપીઆએ ૬ પૈ લેખે અને બીજા ૭ મહીનામાં સેંકડે. ૩ ટકા લેખે ઈન્કમટેક્સના કાપી આપ્યા પછી એક માણસને ચોખ્ખી વાર્ષિક ઉપજના રૂ. ૧૪૫૪. ૧ આનો મળ્યા ત્યારે તેની કુલ ઉપજ શી ?

**૪૯૧.** ( મે. ૧૮૭૩. સ. ૬. ) ૧૮૪ ફુટ લાંબી આગગાડી કલાકમાં ૨૧ માઇલ લેખે જે દીશામાં જાય છે તેજ દીશામાં બીજી ૨૨૩ ફુટ લાંબી આગગાડી કલાકમાં ૧૬ માઈલ લેખે ચાલી જાય છે તેને પસાર કરી જતાં પેહેલી ગાડીને કેટલી સેકંડ લાગશે ?

**૪૯૨.** ( મે. ૧૮૭૪. સ. ૩. ) ૧ મરદ, ૧ સ્ત્રી અને ૧ છોકરો અનુક્રમે ૩ : ૨ : ૧ ના પ્રમાણમાં કામ કરે છે : હવે એક કારખાનામાં, ૨૪ મરદ, ૨૦ સ્ત્રી અને ૧૬ છોકરા છે તેમને દર અઠવાડીએ રૂ. ૨૦૪ પગાર કરવામાં આવે છે તો એ લેખે ૨૭ મરદ, ૪૦ સ્ત્રી અને ૧૫ છોકરાને વરશ આખરે શી રકમ પગાર કરવી પડશે ?

**૪૯૩**. ( મે. ૧૮૭૪. સ. ૪. ) એક દેવાળીઆને ૨૧૩૪ પૌં. ૧૦ શિ. ૬. પે. નું દેવું છે, તેની પાસે અવેજમાં ૯૧૬ પૌં. ૧૫ શિ. ૪. પે. નું ઘરેણું અને ૪ ટકાના દરની ૪ મહિના પછી લેણી થવાની ૫૧૩ પૌં. ની એક હુંડી છે; તો તે પોતાના માગનારાઓને દરેક પૌં. ને પેટે હમણા શું આપી શકશે ?

**૪૯૪.** ( મે. ૧૮૭૪. સ. ૫. ) એક વેપારીએ ૪૦૦૦ મણ ચોખા ખરીદ કીધા પછી તેનો ૧/૫ ભાગ સેંકડે ૫ ટકા, ૧/૪ ભાગ સેંકડે ૧૦ ટકા, ૧/૨ ભાગ સેંકડે ૧૨ ટકા અને બીજો બાકી રહેલો ભાગ સેંકડે ૧૬ ટકા નફો ખાઈ વેચી દીધો. પણ જો તેણે એક સરખી રીતે સેંકડે ૧૧ ટકા નફો ખાઇને બધા ચોખા વેચી દીધા હોત તો તેને રૂ. ૭૨૮ વધારે મળત. ત્યારે તે ચોખાના દર મણ પર તેને શી કીંમત બેઠી હશે ?

**૪૯૫.** ( મે. ૧૮૭૪. સ. ૬. ) ૧૪૪ માઈલ લાંબી રેલવેના બે છેડા પર **अ** અને **ब** નામનાં બે સ્ટેશનો છે. **अ** સ્ટેશન પરથી ૯ વાગે એક ફાસ્ટટ્રેન ઉપડી અને તેટલાજ વેગવાળી બીજી ફાસ્ટટ્રેન **अ** સ્ટેશન પરથી ૧૦ વાગે ઉપડી. વળી એક ધીમે ચાલનારી ગાડી **ब** સ્ટેશન પરથી ૧૦ ક. ૨૦ મિનિટે ઉપડી. હવે **अ** સ્ટેશનથી ઉપડેલી ફાસ્ટટ્રેન બીજી ફાસ્ટટ્રેનને ૧૧ ક. ૩૦ મિનિટે મળી અને ધીમી ગાડીને ૧૨. ક. ૩૨ મિનિટે મળી ત્યારે તે ગાડીઓનો વેગ શોધી કાઢો.

**૪૯૬.** ( મે. ૧૮૭૬. સ. ૧૩. ) વર્તુળાકારનું એક તળાવ કેટલા એકરનું છે તે જાણવા માટે એક માણસ કલાકના ૩॥ માઈલ લેખે ૨॥ કલાકમાં તે તળાવની આસપાસ ફરી આવ્યો ત્યારે તળાવનું ક્ષેત્રફળ કેટલું હશે તે શોધી કાઢો.

**૪૯૭.** ( મે. ૧૮૭૭. સ. ૨. ) ૧ પૌં. ચાહા અને ૩ પૌં. ખાંડના રૂ. ૩ બેસે છે પણ જો ખાંડના ભાવમાં સેંકડે ૫૦ ટકા વધારો થાય અને ચાહાનો ભાવ સેંકડે ૧૦ ટકા વધે તો તેમની કીંમત રૂ. ૩–૮–૦ બેસે ત્યારે ચાહા અને ખાંડના દર ૧ પૌં. નો ભાવ શો હશે તે શોધી કાઢો.

**૪૯૮.** ( મે. ૧૮૭૭. સ. ૫. ) નોટ દા. ૫૦૦ ની રીતે કરો.

**૪૯૯.** ( મે. ૧૮૭૭. સ. ૬. ) એક માણસ ૩ ટકાના ૯૩ ના ભાવના શેર લેવામાં પોતાની પાસેનાં નાણાં રોકે છે તેનાથી જે આવક થાય છે તેના કરતાં ૬ ટકાના ૧૩૨ ના ભાવના પૌં. ૧૦૦ લેખેના રેલવે શેર ખરીદ કીધા હોત તો તેને દર વર્ષે ૧૦ પૌં. ૧૬ શિ. વધારે મળત તો તેણે શી રકમ રોકી હશે ?

**૫૦૦.** ( મે. ૧૮૭૮. સ. ૪. ) પેહેલે, બીજે અને ત્રીજે વરશે અનુક્રમે ૩, ૨ અને ૧ ટકાની તેરીએ ચક્રવૃદ્ધિ વ્યાજ લેખે ૩ વરશમાં કઈ રકમ વ્યાજ મુદલ મળીને ૧૫૯૧ પૌં. ૧૩ શિ. ૨.૧૬ પે. થશે ?

**૫૦૧.** ( મે. ૧૮૭૮. સ. ૬. ) ૪ મરદો એક દિવસમાં ૭ સ્ત્રીના જેટલું અને એક સ્ત્રી ૨ છોકરા જેટલું કમાય છે એ લેખે ૬ મરદ, ૧૦ સ્ત્રી અને ૧૪ છોકરા ૮ દિવસ સુધી ભેગાં કામ કરીને ૨૨ પૌં. કમાયા તો ૮ મરદ અને ૬ સ્ત્રી ૧૦ દીવસ ભેગા કામ કરીને શું કમાશે ?

**૫૦૨.** ( મે. ૧૮૭૮. સ. ૭. ) નોટ. દા. ૪૯૯ ની રીતે કરો.

**૫૦૩.** ( મે. ૧૮૮૦. સ. ૧. ) એક વર્તુળાકારના વાડાનો ઘેરાવો ૧૫ યાર્ડ છે તેની આસપાસ ૩ છોકરાઓએ સાથે દોડવા માંડયું, પેહેલાંથી તે છોકરાઓએ સરત કીધી હતી કે આપણે ત્રણે જણ દોડતાં દોડતાં સાથે આવી જઇએ ત્યાં સુધી દોડવું; હવે એક છોકરો કલાકમાં ૬ માઇલ બીજો ૭ માઇલ અને ત્રીજો ૮ માઈલ દોડે છે તે લેખે તે સરત કેટલી સેકંડ સુધી ચાલશે ?

**૫૦૪.** ( મે. ૧૮૮૩. સ. ૨. ) ૧ ફર્લાંગ લંબાઇના વર્તુળાકારના રસ્તાપર ૨ માઇલ થાય ત્યાં સુધી ૨ ગાડીઓ દોડે છે. તે બંનેની ગતી **૧૫૯ : ૧૪૯** ના પ્રમાણમાં છે. આગળ નીકળી જનારી ગાડીએ પોતાના છેલ્લે ચક્કરે બીજી ગાડીને તેના ૧૫ મે ચક્કરે કોઈએક જગ્યાએ પકડી પાડી તે જગ્યા સરતની હદથી કેટલે અંતરે હશે ?

**૫૦૪. ब** ( મે. ૧૮૮૫. સ. ૩. ) નોટ દા. ૪૪૨ જુઓ.

**૫૦૫.** ( મે. ૧૮૮૬. સ. ૩. ) એક વાસણમાં ૩ ભાગ પાણી અને ૫ ભાગ સાઈરપ નામનો દારૂ ભરેલો છે તે મેળવણીમાંનો કેટલો ભાગ કાઢી લઈને તેને બદલે પાણી ઉમેરીએ તો તેમાં અડધું પાણી અને અડધો સાઈરપ રહે ?



# ભાગ ૬ ઠ્ઠો.

## લાલશંકર અંકગણિતના પરચુરણ દાખલા.

**૫૦૬.** (ગુ. અં. દા. ૧૫.) એક ઘડીઆળને ત્રણ કાંટા છે. પેહેલો ૧ દિવસમાં બીજો ૩૦ દિવસમાં અને ત્રીજો ૩૬૫ દિવસમાં ફરી રહે છે. એ ત્રણે કાંટા એકઠા છે તે ફરીને ક્યારે એકઠા થશે?

**૫૦૭.** (ગુ. અં. દા. ૨૬.) ૧ પુરૂષ અને એક છોકરો મળીને ૧ કલાકમાં જેટલું કામ કરે તેથી ૫ ગણું કામ ૩ પુરૂષ અને ૧૧ છોકરાં મળીને ૧ કલાકમાં કરે છે ત્યારે ૧ પુરૂષ અને એક છોકરાના કામનું ગુણોત્તર કેટલું?

**૫૦૮.** (ગુ. અં. દા. ૨૭.) ૧૧૨ ના એવા બે ભાગ કરો કે પહેલા ભાગના ૧૫ ગણા અને બીજાના ૨૭ ગણા મળીને આખી સંખ્યાના ૨૦ ગણા થાય.

**૫૦૯.** (ગુ. અં. દા. ૩૧.) એક ટોપલીમાં લીંબુ અને નારંગી હતાં; ૮ આનાનાં ૧૫ લીંબુ અને એક આનાની એક નારંગી એ ભાવે ગણતાં તેના મેં ૪ રૂપીઆ આપ્યા પછી તે બધાં ૪ આનાનાં પાંચ નંગ પ્રમાણે વેચતાં સેંકડે ૬$\frac{1}{4}$ ટકા નફો થયો, ત્યારે તે ટોપલીમાં લીંબુ અને નારંગી કેટકેટલાં હશે?

**૫૧૦.** (ગુ. અં. દા. ૫૦.) નોટ દા. ૧૯૦. જુઓ. રીત એક સરખી છે.

**૫૧૧.** (ગુ. અં. દા. ૫૨.) એક ગાડીના પૈડાનો વ્યાસ ૩$\frac{1}{3}$ યાર્ડ છે, અને ૫$\frac{1}{3}$ કલાકમાં તે ગાડી ૧૬૨$\frac{1}{3}$ મૈલ ચાલે છે, તો એક કલાકમાં તે પૈડાના કેટલા આંટા થશે?

**૫૧૨.** (ગુ. અં. દા. ૫૬.) નોટ દા. ૩૩૬ જુઓ.

**૫૧૩.** ( ગુ. અં. દા. ૬૩. ) એક જણે ત્રણ ટકાની ૯૦$\frac{૫}{૮}$ ના ભાવની નોટો લીધી, પછી તેના $\frac{૩}{૫}$ વેચીને તેમાંથી ૧૧૫ ના ભાવની ૪ ટકાની નોટો લીધી, તો તેથી ૭ રૂ. વ્યાજમાં વધારો થયો. ત્યારે તેણે પ્રથમ નોટો ખરીદવામાં કેટલા રૂપીઆ રોકયા હશે ?

**૫૧૪.** ( ગુ. અં. દા. ૬૯. ) કોઇ લહેણી થવાની રકમના વાસ્તવિક મુદત કાપવાના રૂ. ૧૨૧॥ થાય છે, અને વેપારીની રીતે મુદત કાપવાના રૂપીઆ ૧૩૭·૯૦૨૫ થાય છે ત્યારે તે રકમ કઇ ?

**૫૧૫.** ( ગુ. અં. દા. ૭૬. ) નોટ દા. ૨૩૧ ની રીતે કરો.

**૫૧૬.** (ગુ. અં. દા. ૮૩.) એક ચાકરે પોતાના શેઠના ૧૦ શેર ઘીના ગાડુવામાંથી રોજ શેર ઘી કાઢી લીધું અને તે ઉણો ન થાય માટે તે બદલે રોજ શેર તેલ નાંખતો ગયો, એ રીતે ચાર દિવસ સુધી કર્યું. પછી વાત જણાઈ આવશે એ ડરથી તેણે ચાર દિવસ લગી ફરીને રોજ માંહેથી શેર મિશ્રણ કાઢી તેને બદલે શેર ઘી નાખ્યું તો અંતે એ ગાડુવામાં ઘી કેટલું હશે અને તેલ કેટલું હશે ?

**૫૧૭** ( ગુ. અં. દા. ૯૩. ) નોટ દા. ૨૩૬ જુઓ.

**૫૧૮.** ( ગુ. અં. દા. ૯૮. ) ૧ ટ્રેન ૧૨૦ યાર્ડ લાંબી છે. તે દર કલાકે ૧૬ મૈલ ચાલે છે તેજ દીશામાં સમાંતર રેલ ઉપર બીજી ટ્રેન ૭૫ યાર્ડ લાંબી દર કલાકે ૪૦ મૈલ ચાલે છે તો આ બીજી ટ્રેનનો આગલો ભાગ પેહેલી ટ્રેનના પાછલા ભાગ સાથે મળે ત્યારથી બીજી ટ્રેનનો પાછલો ભાગ પેહેલીના આગલા ભાગથી છૂટો પડે ત્યાં સુધીમાં કેટલો વખત લાગશે ?

**૫૧૯.** ( ગુ. અં. દા. ૧૦૧. ) નોટ દા. ૬૬. જુઓ.

**૫૨૦.** ( ગુ. અં. દા. ૧૦૪. ) એક ટપાલની ગાડી ૭૪ મૈલને અંતરે જવાને સહવારના ૮ વાગે નીકળી તે દર કલાકે ૯$\frac{૧}{૪}$ મૈલ ચાલે છે.

તે જગ્યાએથી બીજી ગાડી નીકળી તેની ગતી પ્રથમની ગાડીની ગતિ સાથે સરખાવતાં ૮ : ૫ છે. એ બીજી ગાડી પેહેલી કરતાં ૫ મીનીટ વેહેલી પહોંચી ત્યારે તે બીજી ગાડી કેટલા વાગે નીકળેલી ?

**૫૨૧.** ( ગુ. અં. દા. ૧૦૬. ) નોટ દા. ૪૭૭ ની રીતે કરો.

**૫૨૨.** ( ગુ. અં. દા. ૧૧૨. ) નોટ. દા. ૧૪ ની રીતે કરો.

**૫૨૩.** ( ગુ. અં. દા. ૧૧૫. ) ૩૦ વરસ પેહેલાં બાપની ઉમર તેના છોકરાની ઉમરથી ત્રણ ગણી હતી, ત્યારે હાલ છોકરાની ઉમર ૪૫ વરસની હોય તો બાપની કેટલી ?

**૫૨૪.** ( ગુ. અં. દા. ૧૧૬. ) હાલ દીકરાની ઉમરથી બાપની ઉમર ત્રણ ગણી છે પણ નવ વરશ પહેલાં તે પાંચ ગણી હતી તો હાલ બાપ અને દીકરાની ઉમર કેટકેટલી ?

**૫૨૫.** ( ગુ. અં દા. ૧૧૭. ) હાલ બાપ કરતાં દીકરો ૩૫ વર્ષ નાનો છે. પંદર વરશ પહેલાં બાપની ઉમરનો છઠ્ઠો ભાગ દીકરાની ઉમર હતી ત્યારે હાલ દરેકની ઉમર કેટલી ?

**૫૨૬.** ( ગુ. અં. દા. ૧૨૩. ) **અ** એ **બ** ને પુછ્યું કે હમણા શો વખત છે ? **બ** એ કહ્યું મધ્યરાત થવાને જેટલી વાર છે તેનો $\frac{1}{2}$ બપોર પછી થયો છે તો બપોર પછી ઘડીઆળમાં શો વખત થયો હશે ?

**૫૨૭.** ( ગુ. અં. દા. ૧૩૦. ) નોટ દા. ૩૫૩ જુઓ.

**૫૨૮.** ( ગુ. અં. દા. ૧૩૩. ) નોટ દા. ૩૭૨ જુઓ.

**૫૨૯.** ( ગુ. અં. દા. ૧૩૪. ) નોટ દા. ૨૫૧ જુઓ.

**૫૩૦.** ( ગુ. અં. દા. ૧૩૫. ) એક હોડી એક ઠેકાણેથી બીજે ઠેકાણે $\frac{1}{2}$ કલાકમાં જાય છે અને $\frac{3}{4}$ કલાકમાં પાછી આવે છે તો એ લેખે તે એક ઠેકાણેથી બીજે ઠેકાણે ૭$\frac{1}{2}$ કલાકમાં જઈને પાછી આવે ત્યારે તેને જતાં કેટલી વાર લાગી હશે ?

**૫૩૧.** ( ગુ. અં. દા. ૧૩૮. ) સવારના ૭ વાગે એક માણુસ અમદાવાદથી નીકળ્યો તે કલાકે $૧\frac{૩}{૪}$ ગાઉ ચાલે છે વળી ૩ કલાક પછી બીજો માણુસ તેજ જગ્યાએથી નીકળ્યો તે કલાકે $૨\frac{૧}{૨}$ ગાઉ ચાલે છે. ત્યારે એ બીજો માણુસ પેહેલાને કયારે અને કેટલા ગાઉ ગયા પછી પકડશે ?

**૫૩૨.** ( ગુ. અં. દા. ૧૪૦. ) નોટ દા. ૪૬૯ જુઓ.

**૫૩૩.** ( ગુ. અં. દા. ૧૪૭. ) નોટ દા. ૨૬૦ જુઓ.



# ભાગ ૭ મો.

## લાલશંકર અંકગણિતના બીજા અધરા

## પરચુરણ દાખલા.

**૫૩૪.** ( ગુ. અં. બી. દા. ૧. ) **अ, ब, क, ड** એ ચારે જણ એકજ ઠેકાણેથી એકજ વખતે નગરપ્રદિક્ષણા કરવા નીકળ્યા. **अ** ૫ દિ. ૨૦ કલાકમાં, **ब** ૭ દિ. ૧૪ કલાકમાં, **क**, ૧૦ દિ. ૨૦ ક. માં અને **ड** ૧૮ દિ. ૨૩ ક. માં એક પ્રદક્ષિણા પુરી કરી રહે છે. ત્યારે દરેકની કેટલી પ્રદક્ષિણા થયા પછી બધા ફરીને તે ઠેકાણે એકઠા થાય ?

**૫૩૫.** ( ગુ. અં. બી. દા. ૩. ) ૧૨ શેર ચાહા અને ૨૫ શેર કાફીના મળીને ૪ પૌં. ૬ શિ. ૮ પે. પડે છે, પણ ચાહાની કીમત સેંકડે $૨\frac{૧}{૨}$ ટકા વધે અને કાફીની કીમત સેંકડે $૪\frac{૧}{૨}$ ટકા ઘટે તો તે ચાહા અને કાફીના મળીને ૪ પૌં. ૫ શી. ૧ પે. પડે ત્યારે આ ચાહા અને કાફીની દર શેરની કીમત શી ?

**૫૩૬.** ( ગુ. અં. બી. દા. ૫. ) પુરૂષની ઉમર હાલ તેની સ્ત્રીથી

બમણી છે, અને દીકરાથી ત્રણ ગણી છે અને તે દીકરો જનમ્યો ત્યારે સ્ત્રિ ૧૫ વરશની હતી તો દરેકની હાલ ઉમર કેટકેટલી હશે ?

**૫૩૭.** ( ગુ. અં. બી. દા. ૭. ) એક છોકરાએ પોતાના બાપની ઉમર પુછી, ત્યારે બાપે જવાબ દીધો કે તને હાલ ૧૨ વરશ થયાં છે, તેમાં આપણી બંનેની ઉમરના $\frac{4}{7}$ મેળવીએ તો સરવાળો મારી ઉમરની બરાબર થાય. ત્યારે બાપની ઉમર કેટલી હશે ?

**૫૩૮.** ( ગુ. અં. બી. દા. ૮. ) એક ઘડીઆળ એક કલાકમાં ૨૪ સેંકડ ઉતાવળું ચાલે છે તેને સાંજના ૪$\frac{3}{4}$ વાગે બરાબર મૂકયું હવે તેજ રાત્રે તેમાં ૮ અને ૯ ની વચ્ચે અવર અને મીનીટ કાંટા સામસામા આવેલા છે ત્યારે ખરેખરો વખત કેટલો થયો હશે ?

**૫૩૯.** ( ગુ. અં. બી. દા. ૧૩. ) એક હોડી સ્થિર પાણીમાં એક કલાકમાં ૧$\frac{1}{2}$ મૈલ જઇને પાછી આવે છે હવે પ્રવાહનો વેગ દર કલાકે ૧॥ મૈલ હોય અને હોડીનો વેગ ''ગમ જેટલોજ હોય તો તે કેટલી વખતમાં ૧॥ મૈલ જઇને પાછી આવશે ?

**૫૪૦.** ( ગુ. અં. બી. દા ૧૪. ) નોટ દા. ૨૬૩ જુઓ.

**૫૪૧.** ( ગુ. અં. બી. દા. ૧ . . નોટ. દા. ૨૪૬ જુઓ.

**૫૪૨.** ( ગુ. અં. બી. દા. ૧૬. ) એક હોડી વાળો સામી ભરતીએ ૩ મૈલ પોતાની હોડી જેટલા વખતમાં લઈ જાય તેટલાજ વખતમાં ભરતી સાથે ૫ મૈલ હંકારી જાય છે હવે જો ભરતીનો વેગ કલાકે ૦॥ મૈલ વધારે હોત તો ભરતીની સામા કરતાં ભરતી સાથે બમણા વેગથી હંકારી શકત, ત્યારે સ્થિર પાણીમાં હોડીની ગતિ કેટલી રહે ?

**૫૪૩.** ( ગુ. અં. બી. દા. ૧૭. ) અમદાવાદથી એક ટ્રેન સહવારના ૯ વાગે ને બીજી, ત્રીજી કલાસની ટ્રેન સહવારના ૮ વાગે નીકળે છે. તેઓ ૪૨, ૨૪ મૈલ અનુક્રમે એક કલાકમાં જાય છે. હવે જો ભારખાનાની

ટ્રેન સુરતથી નીકળે છે તે કયે વખતે નીકળે કે તે પેલી અમદાવાદ વાળી જે વખત ત્રીજા કલાસ વાળીને પકડી પાડે તેજ વખતે તેને આવી મળે? ભારખાનાની ટ્રેન ૧ કલાકમાં ૨૧ મૈલ દોડે છે અને અમદાવાદથી સુરત ૧૧૯ મૈલ દુર છે.

**૫૪૪.** ( ગુ. અં. બી. દા. ૧૮. ) વડોદરા અને સુરત વચ્ચે ધારો કે ૮૦ મૈલનું અંતર છે; એક ટ્રેન વડોદરેથી નીકળી, તેજ વખતે બીજી સુરતથી ઉપડી. વડોદરા વાળી ૧ કલાકમાં ૧૦ મૈલ વધારે ચાલે છે તેઓ એક ઠેકાણે મળી અને પછી પાછી આવતાં એકજ વખતે નીકળી. તે પ્રથમ મળી હતી તે કરતાં ૩૦ મૈલ વડોદરા ભણી નજીકમાં ભેગી થઈ ત્યારે સ્થળ વડોદરેથી કેટલું વેગળું હશે? અને દરેક ટ્રેન ૧ કલાકમાં કેટલું ચાલતી હશે?

**૫૪૫.** ( ગુ. અં. બી. દા. ૩૪. ) નોટ દા. ૨૪૮ જુઓ.

**૫૪૬.** ( ગુ. અં. બી. દા. ૪૩. ) એક માણસ પાસે કેટલીક કેરીઓ હતી તેમાંથી અર્ધી + ૧ પેહેલી ચોકી વાળાએ લીધી બાકી રહી તેમાંથી અર્ધી+ ૧ બીજી ચોકી વાળાએ લીધી. બાકી રહી તેમાંથી અર્ધી+ ૧ ત્રીજી ચોકી વાળાએ લીધી અને બાકી રહી તેમાંથી અર્ધી+ ૧ ચોથી ચોકી વાળાએ લીધી. તો પછી તેની પાસે ૧ રહી. ત્યારે પ્રથમ તેની પાસે કેટલી કેરીઓ હશે. નોટ દા. ૨૮૮ ની રીતનો છે.

**૫૪૭.** ( ગુ. અં. બી. દા. ૪૪. ) નોટ દા. ૧૪૦ થી ઉલટો છે.

**૫૪૮.** ( ગુ. અં. બી. દા. ૪૭. ) ૧ રૂ. ૧૩ આને ૫ ધા પ્રમાણે મેં કાગળ ખરીધા અને તે એવી રીતે વેચ્યા કે ૩૨ ધાની એઠેલી કીમત ઉપર ૩ ધાની ઉપજેલી કીમત જેટલો નફો રહ્યો ત્યારે કેમ ધા વેચેલો?

**૫૪૯.** ( ગુ. અં. બી. દા. ૪૮. ) ૩ માસે, ૭ માસે અને ૧૨ માસે એ ત્રણ હપતે થઇને મારે રૂપીઆ ૩૨૫૦ દેવાના છે. તેને બદલે ૪ાા

માસે રૂપીઆ ૩૨૫૦ આપવાથી દેવું બરાબર વળી રહે છે ત્યારે દરેક હપતે કેટકેટલા આપવાનો ઠરાવ હશે ?

**૫૫૦** ( ગુ. અં. બી. દા. ૫૦. ) ૪ માસને વાયદે રૂ. ૧૧–૧૪–૦ પૈ. માટે મેં એક ધોતી જોટા ખરીદ્યો. અને તેજ વખતે રૂ. ૧૨॥। માટે મેં તે વાયદેથી વેચી નાંખ્યો તો માલમ પડ્યું કે દરવરશે દર સેંકડે ૪ ટકા પ્રમાણે વ્યાજ ગણતાં સેંકડે ૬$\frac{1}{3}$ ટકા મને નફો રહ્યો. ત્યારે કેટલે વાયદે મેં તે વેચેલો ?

**૫૫૧** ( ગુ. અં. બી. દા. ૫૫. ) **अ** અને **ब** ની પાસે જૂદી જૂદી રકમ છે. **अ** એ **ब** ને કહ્યું કે જો તું મને ૧ રૂપીઓ આપે તો આપણી પાસે સરખા રૂપીઆ થાય. ત્યારે **ब** એ **अ** ને કહ્યુ કે જો તું મને ૧ રૂપીઓ આપે તો તારાથી મારી પાસે બમણા રૂપીઆ થાય. તો દરેક પાસે શું હશે ?

**૫૫૨**. ( ગુ. અં બી. દા. ૫૭. ) પુરૂષ, સ્ત્રીઓ અને છોકરા મળીને ૬૦ જણને ૧૮૦ રૂપીઆ વહેંચી આપ્યા. બધા પુરૂષો, સ્ત્રીઓ અને છોકરાને મળેલી રકમો ૫:૪:૩ એ પ્રમાણમાં છે. અને દરેક પુરૂષ, સ્ત્રી અને છોકરાને મળેલી રકમ ૩:૨:૧ એ પ્રમાણમાં છે તો પુરૂષ, સ્ત્રી અને છોકરાની સંખ્યા કેટ કેટલી ?

**૫૫૩**. ( ગુ. અં. બી. દા. ૫૮. ) એક કામ કેટલાક પુરૂષ અને સ્ત્રીઓ મળીને ૪ દિવસમાં કરી રહેછે પણ જો પુરૂષમાંથી અર્ધો ભાગ ગેર હાજર રહે તો ૭ દિવસ લાગે છે. ત્યારે બધી સ્ત્રીયોથી બધા પુરૂષ કેટલાગણું કામ કરતા હશે ?

**૫૫૪**. ( ગુ. અં. બી. દા. ૬૧. ) એક ભરવાડ પાસે ઘેટાંનાં બે બરોબર ટોળાં હતાં. હવે એકમાંથી તેણે ૩૯ ઘેટાં વેચ્યાં અને બીજાંમાંથી ૯૩ વેચ્યાં પછી એને માલુમ પડ્યું કે બીજા ટોળા કરતાં પેહેલું બમણું રહ્યું ત્યારે દરેક ટોળામાં કેટલાં ઘેટાં હશે ?

**૫૫૫.** ( ગુ. અં બી. દા. ૬૨. ) એક પોપટનું ટોળું ઉડતું ઉડતું એક ઝાડ ઉપર જઇને બેઠું હવે એક એક પાંદડે એક એક પોપટ બેઠા તો છેવટે એક પોપટ વધ્યો પછી એક એક પાંદડે બબે પોપટ બેઠા તો એક પાંદડું વધ્યું ત્યારે પોપટ કેટલા અને પાંદડાં કેટલાં હશે ?

**૫૫૬.** ( ગુ. અં. બી. દા. ૬૩. ) એક માણસ પાસે કેટલાક પૈસા હતા તેમાંથી તેણે ૫ પૈસા એક જણને આપ્યા પછી બાકી રહ્યા તેટલા બીજા પૈસા તેમાં ઉમેરીને તેમાંથી ૫ પૈસા બીજાને આપ્યા તેથી જે બાકી રહ્યા તેમાં તેટલાજ પાછા ઉમેરીને પાંચ પૈસા ત્રીજાને આપ્યા. તો એની પાસે ૯ પૈસા વધ્યા ત્યારે પ્રથમ એની પાસે કેટલા પૈસા હશે ?

**૫૫૭.** ( ગુ. અં. બી. દા. ૬૪. ) નોટ દા. ૩૬૨ જુઓ.

**૫૫૮.** ( ગુ. અં. બી. દા. ૬૫. ) એક બીડમાં એક સરખી રીતે ઘાસ ઉગતું રહેછે. તેમાં કેટલાક દિવસનું ઘાસ ઉગ્યું. પછી ૨૯ બળદ તે બીડનું ઘાસ ૭ દિવસમાં ચરી રહેછે, અથવા ૨૫ બળદ ૯ દિવસમાં ચરી રહેછે ત્યારે કેટલા બળદ ૬ દિવસમાં ચરી રહેશે ?

**૫૫૯.** ( ગુ. અં. બી. દા. ૬૬. ) એક બીડમાં એક સરખી રીતે ઘાસ ઉગતું રહેછે, તેમાં કેટલાક દિવસ ઘાસ ઉગેલુંછે. પછી તે ૧૭ બળદ ૩૦ દિવસમાં અથવા ૧૯ બળદ ૨૪ દિવસમાં તે બીડ ચરી રહેછે, ત્યારે ૮ દિવસમાં તે બીડ ચરી રહેવાને કેટલા બળદ જોઇએ ? બળદની સંખ્યામાંથી ૬ દહાડા પછી ૪ બળદ કમી કરવાના છે.

**૫૬૦.** ( ગુ. અં. બી. દા. ૬૯. ) એક ટાંકીમાં એક સરખી રીતે પાણી આવતું રહેછે. તે પૂરી ભરાયા પછી ૨૪ સરખા નળ છોડીએ તો ૫$\frac{૫}{૧૧}$ મિનિટમાં તે ખાલી થઈ જાય છે, અને તેમાંના ૧૫ નળ છોડીએ તો ૧૩ મિનિટમાં ખાલી થઈ જાયછે, ત્યારે ૩૩ મિનિટમાં તે ખાલી થવાને કેટલા નળ છોડવા જોઇએ ?

**૫૬૧**. ( મુ. અં. બી. દા. ૭૦. ) એક ટાંકીમાં એક સરખી રીતે પાણી આવતું રહેછે તેમાં કેટલુંક પાણી આવ્યા પછી ખાલી થવાના ૧૨ નળ ઉઘાડા મૂકયા; તો ૭½ મીનીટમાં તે ખાલી થઇ ગઇ પણ જો તેવા ૭ નળ ઉઘાડા મૂકયા હોત તો ૧૬ મીનીટમાં ખાલી થાત, ત્યારે કેટલા નળ ઉઘાડા મૂકવાથી તે ૫૦ મીનીટમાં ખાલી થાય ?



# ભાગ ૮ મો.

## બીજા પરચુરણ અઘરા દાખલા.

**૫૬૨**. **ल**, **म** સાથે ૫:૮ ના પ્રમાણમાં અને **म**, **न** ની સાથે ૬:૭ ના પ્રમાણમાં છે ત્યારે **ल**, **न** સાથે શા પ્રમાણમાં હશે ?

**૫૬૩**. **म** એ કેટલા રૂપીઆમાં ૧૫ ગાય અને ૧૩૦ ઘેટાં વેચાતાં લીધાં તેટલાજ રૂપીઆમાં તેજ ભાવે **न** એ ૯ ગાય અને ૧૭૫ ઘેટાં લીધાં ત્યારે દરેક ઘેટા તથા ગાયની કીમત બેઠી હશે તે સરખાવો?

**૫૬૪**. એક કલાકમાં ૯¾ માઇલ લેખે ચાલનારી હોડી **अ** થી **ब** ગામ સુધી ૬૫ મૈલ ચાલી અને બીજી હોડી પેહેલી હોડી કરતાં ૨⅚ કલાક મોડી હંકારાઇ તે પેહેલી કરતાં ૫ મિનિટ વહેલી **ब** બંદરે આવી પહોંચી. ત્યારે તે બંને હોડીના વેગનું ગુણોત્તર શું ?

**૫૬૫**. ૩ પુરૂષ +૧૧ છોકરા, ૧ પુરૂષ + ૧ છોકરો એક કલાકમાં જેટલું કામ કરી શકે તેના કરતાં ૫ ગણું કામ કરી શકે છે ત્યારે દરેક પુરૂષ અને છોકરાના કામનું ગણોત્તર શોધી કાઢો.

**૫૬૬**. એક કામ પૂરૂં કરતાં **ब** ને **अ** + **क** ના કરતાં બમણો અને **क** ને **अ** + **ब** ના કરતાં ત્રણ ગણો વખત લાગે છે અને **अ** + **ब** + **क** મળી તે કામ ૫ દિવસમાં કરી શકે એમ છે. ત્યારે તે દરેકને તે કામ પુરૂં કરતાં કેટકેટલો વખત લાગશે ?

**૫૬૭**. કોઇ એક રકમના એવા બે ભાગ કીધા છે કે પેહેલા ભાગના ૧૦ ગણા, બીજા ભાગના ૧૮ ગણામાં ઉમેરીએ તો સરવાળો આખી રકમના ૧૫ ગણો થાય છે ત્યારે તે દરેક ભાગ આખી રકમનો કેટલામો ભાગ હશે ?

**૫૬૮**. એક સખસે ૬૧૮ પૌં. વ્યાજે લીધા તેમાંના કેટલાક ૩$\frac{૧}{૨}$ ટકાને દરે અને બીજા ૫ ટકાને દરે લીધાછે. અને ૧૦ મહિના પછી બંને રકમ તેના વ્યાજના ૨૨ પૌં. ૧૦ શિ. સહીત પાછા આપે છે ત્યારે તે દરેક રકમ કેટકેટલી હશે ?

**૫૬૯**. **વ** ૩૪ દિવસમાં અને **ઝ** ૩૮ દિવસમાં કરી શકે એવું કામ તે બંને જણાએ સાથે કરવા માંડયું. **વ** એ તે કામ પુરૂં થયું ત્યાં સુધી કામ કરવું જારી રાખ્યું પણ કામ પુરૂ થતાં પહેલાં ૪ દિવસ અગાઉ **ઝ** જતો રહ્યો ત્યારે તે કામ કેટલા દિવસમાં પુરૂં થયું હશે ?

**૫૭૦**. ૫૨૦ ના એવા બે ભાગ કરો કે એકના ૧૧૮ ગણા અને બીજાના ૧૨૮ ગણા મળીને ૬૩૦૦૦ થાય.

**૫૭૧**. ૩૧૫ પૌં. ૧૩ શિ. નું ૪૪૯ યાર્ડ કપડું વેચ્યું તેમાંનું કેટલુંક ૧૨ શિ. અને બીજુ ૧૭ શિ. ના એક યાર્ડ લેખે વેચ્યું હતુ ત્યારે જુદે જુદે ભાવે કેટકેટલા યાર્ડ વેચ્યું હશે ?

**૫૭૨**. એક ગાડીના આગલા પૈડાનો ઘેરાવો ૬$\frac{૭}{૮}$ ફુ. અને પાછલા પૈડાનો ૧૨$\frac{૫}{૬}$ ફુટછે ત્યારે તે બંને પૈડાં પૂરેપૂરા આંટા ફરી રહે ત્યાં સૂધીમાં તે ગાડી કેટલા ફુટ ચાલી રહેશે ?

**૫૭૩**. કોઇ દશ રકમની સરાસરી ૧૭$\frac{૧}{૨}$ છે; તે માંહેલી પહેલી ત્રણ રકમની સરાસરી ૧૬$\frac{૧}{૪}$ અને તે પછીની ૪ રકમની સરાસરી ૧૬$\frac{૧}{૨}$ છે; વળી તે માંહેલી આઠમી રકમમાં ૯ મી રકમ કરતાં ૩ અને દશમી રકમ કરતાં ૪ ઓછાં છે ત્યારે છેલ્લી રકમ શી હશે ?

**૫૭૪.** એક ગાડીના આગલા પૈડાનો વ્યાસ પાછલા પૈડાના વ્યાસનો ૪/૯ છે અને આગલુ પૈડું ૩/૪ મેલમાં ૫૨૮ આંટા ફરેછે ત્યારે ૧ મેલમાં પાછલું પૈડું કેટલા આંટાં ફરશે અને દરેક પૈડાનો ઘેરાવો કેટલો છે તે શોધી કાઢો.

**૫૭૫.** ઢોરના એક ટોળામાં જેટલા બળદ હતા તેના કરતાં ૩ ગણાં ઘેટાં અને દર સો ઘેટે ૧૩ ૧/૩ પ્રમાણે ડુક્કર અને ૨૮ ડુક્કરે ૨૫ વાછરડાં અને આખા ટોળાના સેંકડે ૧/૧૦ ભાગના ઘોડા હતા અને ઘોડા તથા બળદ મળીને ૩૫૮૭ હતા ત્યારે તે ટોળામાં બધા મળીને બળદ કેટલા હશે ?



# ભાગ ૯ મો.

**નિયમ. ૧ લો**–કોઈ ક્રમની અંત્ય રકમ પેહેલાં જેટલી રકમ (=ગચ્છ) આવી હોય તેની સંખ્યાને દરેક રકમના સામાન્ય તફાવતે ગુણ્યા પછી (આદી) પેહેલી રકમ ઉમેરતાં જે આવે તે અંત્ય રકમનો આંકડો સમજવો. (**બ**) પણ જ્યારે ક્રમાનુસાર રકમો સામાન્ય તફાવતે ઘટતી જતી હોય ત્યારે આપેલી (આદી) રકમાંથી ગુણાકારનો જવાબ બાદ કરવો.

**નિયમ. ૨ જો**–આદી તથા અંત્ય રકમની સંખ્યા તથા બધી મળીને જેટલી રકમ (ગચ્છ) હોય તેની સંખ્યા કહેલી હોય તો તે સઘળી ક્રમાનુસાર રકમની સંખ્યાનો સરવાળો શોધી કાઢવા માટે આદી તથા અંત્યના સરવાળાને (ગચ્છથી) કહેલી સઘળી રકમની સંખ્યાથી ગુણ્યા પછી અડધા કરવા.

**નિયમ. ૩ જો**–આદી, અંત્ય અને ગચ્છની રકમોની સંખ્યા આ-

પેલી હોય અને સામાન્ય તફાવત શોધી કાઢવો હોય તો ગચ્છની સંખ્યામાંથી ૧ બાદ કરવો અને બાકી રહેલાથી આદી તથા અંત્ય રકમના તફાવતને ભાંગવો.

**નિયમ. ૪ થો**–આખા ક્રમનો સરવાળો, એક છેડાની રકમ અને ગચ્છ આપેલાં હોય ત્યારે બીજા છેડાની રકમ શોધી કાઢવા માટે–તે ક્રમના સરવાળને ગચ્છ સંખ્યાના $\frac{1}{2}$ ભાગથી ભાંગો અને ભાગાકારમાંથી આપેલી એક છેડાની રકમ બાદ કરો.

**નિયમ. ૫ મો**–જુદી જુદી ૨ સંખ્યા ધારવી અને સવાલમાં કહ્યા પ્રમાણે તે સંખ્યા પર સઘળી કૃતિ કરવી (બ) પછી આ પ્રમાણે આવેલાં પરિણામ વચ્ચેનો તફાવત: ધારેલી સંખ્યા વચ્ચેનો તફાવત:: ખરૂં પરિણામ: ધારેલી સંખ્યામાં–હીસાબના સંબંધ પ્રમાણે–ગમે તો ઉમેરવાની અથવા બાદ કરવાની સંખ્યા આવશે તે ઉમેરવાથી અથવા બાદ કીધાથી જવાબ આવશે.

(**૫૭૬.**) ક્રમાનુસારે ૩૫ રકમો માંડેલીછે તેમાંની દરેક રકમમાં આગળની (પૂર્વ) રકમ કરતાં ૩ વધારે છે. પ્રથમ રકમ ૭ છે ત્યારે ૩૫ મી રકમ શી હશે ? (આ હીસાબ ઉપર કહેલા નિયમ ૧ ની મદદવડે ઘણી સેહેલથી થશે.)

(**૫૭૭.**) ક્રમાનુસારે ૫૪ રકમો માંડેલી છે તેમાંની દરેક રકમમાં પૂર્વ રકમ કરતાં ૧$\frac{1}{8}$ ઓછો થતો જાય છે ત્યારે ચોપનમી રકમ શી હશે. નિયમ ૧ ના બીજા ભાગની મદદ લઈને કરો)

(**૫૭૮.**) ક્રમાનુસારે ૧૯૩ રકમ આપેલી છે આદી રકમ=૧ અને અંત્ય રકમ=૩૧૨ છે ત્યારે તે આખા ક્રમનો સરવાળો કેટલો થશે ? (નિયમ ૨ જા ની મદદ લઈને કરો.)

(**૫૭૯.**) મોટી (અંત્ય) રકમ=૧૦૦૦ સામાન્ય તફાવત=૨$\frac{5}{6}$

અને ક્રમની બધી મળીને (ગચ્છ) રકમ=૩૬૭ છે ત્યારે આખા ક્રમનો સરવાળો શો થશે ? (નિયમ. ૧ લા અને ૨ જા ની મદદ લઈને કરો.)

( ૫૮૦. ) આદી=૩, અંત્ય=૩૦૦ અને ગચ્છ=૧૦ છે ત્યારે સામાન્ય તફાવત શો હશે ? ( નિયમ ૩ જા ની મદદ લઈને કરો. )

( ૫૮૧. ) એક છેડાની રકમ=૧ ગચ્છ=૨૪ અને આખા ક્રમનો સરવાળો=૫૭૬ આપેલાં છે ત્યારે બીજા છેડાની રકમ શી હશે ? ( નિયમ ૪ થા ની મદદ લઈને કરો. )

( ૫૮૨. ) એવી કોઇક સંખ્યા શોધી કાઢો કે જેમાંથી ૨ બાદ કરતાં રહેલી સંખ્યાના $\frac{૧}{૩}$ ભાગમાં ૫ ઉમેરીએ તો આખી સંખ્યાના $\frac{૧}{૨}$ ભાગની બરોબર થાય. ( નિયમ ૫ મા ની મદદ લઇને કરો )



# ભાગ ૧૦ મો.

૧. એવી એક રકમ શોધી કાઢો કે જેને ૧૧ થી ભાંગીએ તો શેષ વધે નહીં અને અગીઆરથી ઓછી ગમે તે રકમથી ભાંગીએ તો તે ભાજક કરતાં એક ઓછો શેશ રહે.

૨. ૧ થી ૧૨૧ શેર સુધીમાં ગમે તેટલું ( ૦।. ૦॥. ૦॥। શેર શીવાય ) જોખાય એવાં મારી પાસે ૫ કાટલાં છે તો તે દરેક કેટકેટલા વજનનાં હશે ?

૩. બે આંકડાની એક રકમ છે; તે તેના બંને આંકડાના સરવાળાથી ૪ ગણી છે અને જો તે રકમમાં ૧૮ ઉમેરીએ તો તે બંને આંકડા ઉલટ પાલટ થઇ જાય છે તો તે રકમ શી હશે ?

૪. એક સખસ પોતાના નોકરને લઇને મુસાફરી કરવા નીકળ્યો તે નોકરનો દરરોજના રૂ. ૧. લેખે પગાર હતો; નીકળતી વખતે તે સખસે પોતાની પાંચે આંગળી પર એક એક વીંટી પેહેરી લીધી હતી

તે એવી કીમતની હતી કે પોતાનો નોકર ગમે તે દિવસે રજા લઇ પોતાનો પગાર માગે તે દિવસે સદરહુ વીંટીઓમાંની ગમે તેટલી વીંટી આપવાથી તેનો પગાર પૂરો થાય.

૫. મોતીનો એક હાર તૂટી ગયો છે તેમાંથી ૨ બે, ૩ ત્રણ, ૪ ચાર, ૫ પાંચ કે ૬ છ ની સરખી હારો પોરવીએ તો હમેશાં ૧ વધે પણ તેની ૭ સાત મોતીની સેહેર પોરવીએ તો બીલકુલ મોતી વધતાં નથી. ત્યારે બધાં મળી કેટલાં મોતી હશે ?

૬. કોઇએક માણુસ દરરોજ એક સરખી રીતે કેટલાક મૈઇલ ચાલે છે અને બીજો માણુસ પેહેલે દહાડે ૧, બીજે ૨, ત્રીજે ૩ અને ૪ થે દહાડે ૪ મૈલ, એ પ્રમાણે ચઢતા ચઢતી મૈલ પ્રમાણે ચાલેછે તો બીજો માણુસ પેહેલા માણુસને કેટલા દિવસે પકડી પાડશે ? એ શોધી કાઢવાનો નિયમ આપો.

૭. કેટલાક માણુસો એક વાડીમાં કેરીઓ લેવા ગયા. તેઓમાંના પેહેલાએ ૧; બીજાએ ૨; ત્રીજાએ ૩; એ પ્રમાણે ચઢતા ચઢતી દરેકે લીધી. એટલામાં વાડી વાળો આવી પહોંચ્યો તેણે બધી કેરીઓ લઈ લીધી અને તે સઘળા વચ્ચે સરખે હીસ્સે વહેંચી આપી તેથી દરેકને ભાગે ૭ સાત કેરી આવી ત્યારે બધા મળીને કેટલા માણુસો હશે તે તથા કેટલી કેરીઓ હશે તે શોધી કાઢો.

૮. એક લુહાર પાસે ૧૦૦ શેર લોઢું છે તેના તેને કોદાળા, પાવડા અને દાતરડાં મળી ૧૦૦ હથીઆર બનાવવાં છે તેમાના દરેકનું વજન અનુક્રમે ૫, ૧ અને $\frac{1}{4}$ શેર થવું જોઇએ તો તે દરેક જાતના હથીઆર કેટકેટલા બનાવે ?

૯. એક કંસારા પાસે ૧૦૦ મણ પીતળ હતું તેનાં તેણે પાંચ પાંચ મણ વજનનાં કેટલાંક મોટાં તપેલાં અને પાંચ પાંચ શેરના કેટલાક

ઘડા તથા રા અઢી શેરના કેટલાક લોટા બનાવ્યા. ત્યારે તેણે જુદી જુદી જાતનાં કેટકેટલાં વાસણ બનાવ્યાં હશે ?

**૧૦.** ૯૦ ના એવા ચાર ભાગ કરો કે જો પેહેલામાં ૨ ઉમેરીએ, બીજામાંથી ૨ બાદ કરીએ, ત્રીજાને ૨ થી ગુણીએ અને ૪ થાને ૨ થી ભાંગીએ તો તે સઘળાનો જવાબ એકસરખો આવે.

**૧૧.** ૮ અને ૧૦૫ વચ્ચેની કોઇપણ રકમ ધારો; પછી તેને ૩, ૫ અને ૭ થી જુદી જુદી ભાંગો. ભાગતાં શેશ વધે તેને અનુક્રમે ૭૦, ૨૧ અને ૧૫થી ગણો અને જે જે જવાબ આવે તેનો સરવાળો કરી તે સરવાળાને ૧૦૫ થી ભાગતાં જે શેશ વધશે તેટલા તમે ધાર્યા હશે. જેમકે—

તમે ૬૯ ધાર્યા છે તેને ૩, ૫ અને ૭ થી ભાગતાં ૦–૪–૬ શેષ વધ્યા તેને ૭૦, ૨૧ અને ૧૫ થી અનુક્રમે ગુણતાં ૦, ૮૪ અને ૯૦ આવ્યા તેનો સરવાળો ૧૭૪ આવ્યો તેને ૧૦૫ થી ભાગતાં ૬૯ બાકી રહ્યા તે જવાબ. જો સરવાળો ૧૦૫ કરતાં ઓછો થાય તો તેજ જવાબ.

**૧૨.** ૯૦ સુંધીમાં કોઇએક રકમ ધારો તેના દોઢા કરો. જે આવે તેના ત્રણ ગણા કરો અને પછી જે આવે તેના બમણા કરતાં જે રકમ આવે તેનો એક આંકડો કહો. આંકડો કહ્યા પછી ૯ નો કોઠો કહેલો આંકડો આવે ત્યાં સુધી બોલી જતાં જે રકમ આવે તેમાંના બંને આંકડા તમારા ગુણાકારમાં આવ્યા હશે જેમકે—

તમે ૪ ધાર્યા તેના દોઢા=૬ ના ત્રણ ગણા=૧૮ નાબમણા=૩૬. એમાનો કોઈ આંકડો જેમકે ૩ તમે કહ્યો હવે નવ્વુ ( ૯ ) નો કોઠો ભણતાં ૯×૪=૩૬ એમાં ૩ આવ્યા માટે તમારી પાસે ૬ રહ્યો. જવાબ.

**૧૩.** એવી બે રકમ શોધી કાઢો કે જેનો ગુણાકાર તે બંનેના સરવાળા કરતાં ઓછો થાય.

**૧૪.** **અ** એ **બ**ને કહ્યું કે તારી પાસેના લખોટામાંથી મને ૧૫

આપે તો મારી પાસે તારા કરતાં બમણા થાય પણ બએ જવાબ દીધો કે જો તું મને તારામાંથી ૧૫ આપે તો મારી પાસે તારા કરતાં ત્રણ ગણા થાય ત્યારે તે દરેક જણ પાસ કેટકેટલા લખોટા હશે ?

**૧૫**. કોઈ એક રકમ એવી છે કે તેમાંથી ૭ બાદ કરીને બાકી રહેલાને છથી ગુણીએ તો તેજ રકમમાંથી ૪ બાદ કરી બાકી રહેલાને ૪ થી ગુણ્યાથી જે આવે તેટલા થાય તો તે રકમ શી હશે ?

**૧૬**. ૪૦ ના એવા બે ભાગ કરો કે નાના ભાગનો ૧/૧૦ ભાગ મોટા ભાગના ૧/૫ ભાગમાંથી બાદ કરતાં ૫ બાકી રહે.

**૧૭**. એવી બે રકમ શોધી કાઢો કે જેમાની એક બીજીમાંથી બાદ કરીએ તો અથવા બીજીને પેહેલીથી ભાગીએ તો ૭ આવે.

**૧૮**. કેટલાક પુરૂષ અને સ્ત્રીનું એક ટોળું છે તેમાં પુરૂષ અને સ્ત્રીઓ ૬:૫ ના પ્રમાણમાં છે પણ જો ૨ પુરૂષ ઓછા હોત અને ૨ સ્ત્રી વધારે હોત તો પુરૂષ તથા સ્ત્રીની સંખ્યા એક સરખી થાત ત્યારે તેમાં પુરૂષ અને સ્ત્રી કેટકેટલાં હશે ?

**૧૯**. એવી બે રકમ શોધી કાઢો કે પેહેલી રકમમાં ૧૦ કરતાં જેટલા વધારે હોય તેટલા બીજી રકમમાં ૧૦ કરતાં ઓછા હોય અને તે બંને રકમના સરવાળાનો ૧/૧૦ ભાગ તેજ બંને રકમની બાદબાકીના ૧/૪ બરોબર થાય.

**૨૦**. એવી બે રકમ શોધી કાઢો કે પેહેલીનો ૧/૨ ભાગ બીજીના ૧/૩ ભાગમાં ઉમેરીએ તો ૧૨ થાય પણ પેહેલી રકમનો ૧/૩ ભાગ અને બીજી રકમના ૧/૨ ભાગનો સરવાળો કરીએ તો ૧૩ થાય.

**૨૧**. એક માણસ પાસે ૨ કુંડા છે તેમાં થોડું થોડું ઘી ભરેલું છે. પેહેલા કુંડામાંથી બીજા કુંડામાં જેટલું ઘી હતું તેટલું ઘી કાઢીને બીજામાં રેડયું પછી પેહેલામાં જેટલું રહ્યું તેટલું બીજામાંથી કાઢીને

પેહેલામાં રેડયું. પછી બીજામાં જેટલું રહ્યું તેટલું ઘી પાછું પેહેલામાંથી કાઢીને બીજા કુંડામાં રેડયું તેથી બંને કુંડામાં ૮ આઠ મણ ઘી થયું ત્યારે તે દરેક કુંડામાં પેહેલાં કેટકેટલું ઘી હશે ?

**૨૨**. ૧૦૦ ના એવા ૧૦ ભાગ કરો કે દરેક રકમ એકીમાં આવે અને આવી ગયેલી રકમ ફરીને આવે નહિં.

**૨૩**. એક માણસને ૫ છોકરા હતા તેમાંના પેહલાને ૨૦, બીજાને ૪૦, ત્રીજાને ૬૦, ચોથાને ૮૦ અને પાંચમાને ૧૦૦ એ પ્રમાણે તેઓને તેમના બાપે કેરીઓ આપીને કહ્યું કે તમે બધાએ કેરીઓને જુદે જુદે ભાવે વેચશો નહિં પણ વેચીને ઘેર આવો ત્યારે સરખી રકમ (વેચાણના પૈસા) લાવજો. તો તેઓએ શા ભાવે વેચી અને તેઓ દરેક ઘેર શું લાવ્યા હશે ?

**૨૪**. એવી એક રકમ શોધી કાઢો કે તેને ૨ થી ૧૨ સુધીની કોઇ પણ રકમથી ભાગીએ તો હમેશાં ભાજક–૧ શેશ વધે.

**૨૫**. એવી બે રકમ શોધી કાઢો કે જેમાંની એકને ૧૭ થી અને બીજીને ૨૬ થી ગુણીએ તો પેહેલાના જવાબમાં બીજાના જવાબ કરતાં ૭ વધારે આવે.

**૨૬**. ૨૪૦ ના એવા ત્રણ ભાગ કરો કે પેહેલાને ૮ થી, બીજાને ૬ થી અને ત્રીજાને ૪ થી ભાગીએ તો દરેકના ભાગ અને શેશ એક સરખા આવે.

**૨૭**. એવી કોઈ બે રકમ શોધી કાઢો કે તેનો ગુણાકાર તેજ બે રકમના સરવાળાની બરોબર થાય. અને તેઓનો સરવાળો+તેનો વર્ગ =૧૫$\frac{૩}{૪}$ થાય.

**૨૮**. જુદી જુદી હારમાં ૧૦૦૦૦ ઝાડ રોપેલાં છે. જો ૨૦ હાર ઓછી હોત તો દરેક ઓળમાં ૨૫ પચીસ ઝાડ વધારે વાવવાં પડત. ત્યારે બધી મળીને કેટલી હાર (ઓળ) હશે ?

૨૯. એવી એક બે આંકડાની રકમ શોધી કાઢો કે તેમાં ૯ ઉમેરીએ તો તેના આંકડા ઉલટ પાલટ થઈ જાય અને ૯ ઉમેરવાથી જે રકમ આવે તે+અસલ રકમ=૩૩ થાય.

૩૦. એક છોકરા પાસે ૧, બીજા પાસે ૨, ત્રીજા પાસે ૩. એ પ્રમાણે કેટલાક છોકરા પાસે ચઢાચઢી લખોટા હતા; તેઓ રમી રહ્યા પછી દરેક પાસે ૯ નવ લખોટા રહ્યા, ત્યારે બધા મળીને કેટલા છોકરા અને કેટલા લખોટા હશે તે શોધી કાઢો.

૩૧. ૧ રૂપીઆમાં જુવાર ૨ મણ, બાજરી ૪ મણ, ઘઉં ૧ મણ અને ચોખા શેર ૧૦ મળે છે. તો ૧૦૦ રૂપીઆમાં સો મણ અનાજ લાવવું છે તો દરેક જાતનું અનાજ કેટકેટલા રૂપીઆનું લેવું જોઇએ ?

૩૨. ત્રણ ચોરોએ એક વાડીમાં જઈને કેટલીક કેરીઓ ચોરી પછી પકડાઈ જવાની ધાસ્તીથી આંબા તળીએ બધી કેરીઓ દાટી દીધી. બીજે દિવસે એકે આવીને ત્રીજા હીસ્સાની કેરીઓ કાઢી લીધી. બીજાએ આવીને જોયું તો ત્રણ ભાગ કરતાં એક વધી તેથી તેણે ત્રીજે ભાગે+૧ કેરી લઇ લીધી અને ત્રીજાએ આવીને બાકી રહેલી બધી કેરીઓ લઇ લીધી તેથી તે ત્રણે જણને ભાગે સરખી કેરી આવી ત્યારે મુળ કેરી કેટલી ચોરી હશે ?



# ભાગ ૧ લાનો ખુલાસો.

(૧) ૧ પૈં. : ૩૬ પૈં. : : ૩$\frac{૧}{૩}$ શી. : ૬ પૈં. સ્મારક ફંડના;
$\frac{૬}{૧}\times\frac{૨}{૩}$=૪ પૈં. ગ્યાસ વેરાના; $\frac{૪}{૧}\times\frac{૩}{૫}=\frac{૧૨}{૫}$=૨$\frac{૨}{૫}$=૨ પૈં. ૮ શી. પેવીંગરેટના.
∴ ૬ પૈં.+૩૬ પૈં.+૪ પૈં.+૨ પૈં. ૮ શી.=૪૮ પૈં. ૮ શી. જવાબ.

(૨) ૪૦×૩=૧૨૦ પૈં. મુળ હતાં; ૭ પૈં. ૩ શી. ૬ પે. **अ** પાસે રહેલા.
૧૨૦. પૈં. ૦ શી. ૦ પે        ૪ પૈં. ૧૦ શી. ૦ **ब** „
૧૩. પૈં. ૭ શી. ૩ પે.        ૧ „ ૧૩ „ ૯ **क** „
૧૦૬ પૈં. ૧૨ શી. ૯ પે. કુલ ખર્ચ. ૧૩ પૈં. ૭ શી. ૩ પે. એકંદર રહેલા.
૧૦૬ પૈં. ૧૨ શી. ૯ પે. / ૩ દરેક જણને ભાગે પડતો ખર્ચ=૩૫ પૈં. ૧૦ શી. ૧૧ પે.
૪૦ પૈં.—૩૫ પૈં. ૧૦ શી. ૧૧ પે.=૪ પૈં. ૯ શી. ૧ પે. દરેક પાંસે ખર્ચ જતાં રહેવા જોઇએ.
૭ પૈં. ૩ શી. ૬ પે.        ૪ પૈં. ૧૦ શી. ૦ પે.
૪ પૈં. ૯ શી. ૧ પે.        ૪ પૈં. ૯ શી. ૧ પે.
૨ પાં. ૧૪ શી. ૫ પે. **अ**. **क** ને આપે. ૦ પૈં. ૦ શી. ૧૧ પે. **ब**, **क** ને આપે.
જવાબ. ૨ પૈં. ૧૪ શી. ૫ પે.; ૦ પૈં. ૦ શી. ૧૧ પેન્સ.

(૩) કામ. ૧ : ૩
દિવસ. ૧૦ : ૧૨
કલાક. ૮ : ૧૦
} : : ૨૪ માણસો : ૧૦૮. જવાબ ૧૦૮ માણસ.

(૪) $\dfrac{(૩\frac{૧}{૩}-૨\frac{૧}{૨}) \div \frac{૫}{૬} \text{ ના } \frac{૩}{૮}}{૨\frac{૨}{૩} \div (\frac{૧}{૨}+\frac{૧}{૪})}$ ની કીમત કાઢો.

$(૩\frac{૧}{૩}-૨\frac{૧}{૨})=\frac{૫}{૬}$; $\frac{૫}{૬}$ ના $\frac{૩}{૮}=\frac{૫}{૧૬}$; $\frac{૫}{૬} \div \frac{૫}{૧૬}=\frac{૮}{૩}$
$૨\frac{૨}{૩}\div(\frac{૧}{૨}+\frac{૧}{૪})=\frac{૩૨}{૯}$; $\frac{૮}{૩}\div\frac{૩૨}{૯}=\frac{૩}{૪}$= .૭૫ જવાબ.

(૫) ૧×૧૫=૧૫ ભાગ ખલાસીના. દરેકના ૧ ભાગ લેખે.

૧×૧૦=૧૦ ભાગ લેફ્ટેનન્ટના. ખલાસી કરતાં ૧૦ ગણા લેખે.
૧× ૩= ૩ ભાગ તોપ ફોડનારના. દરેક ખલાસી કરતાં. ૩ ,,
૨૮ ભાગ

૨૮:૧૦::૩૯૯ પૌં. ૭ શી.: $\frac{૧૧૪૧}{૮}$ પૌં=૧૪૨. પૌં. ૧૨ શી. ૬ પે. કપતાનનો હીસ્સો
૨૮: ૩::૩૯૯ પૌં. ૭ શિ :૪૨ પૌં. ૧૫ શિ. ૯ પે. તોપ ફોડનારનો હીસ્સો
૨૮: ૧::૩૯૯ પૌં. ૭ શિ.:૧૪ પૌં. ૫ શિ. ૩ પે. દરેક ખલાસીનો હીસ્સો
} જવાબ

(૭) રવિવારની મધરાતના ૧૨ વાગ્યાથી બુધવારની સાંઝના ૬ વાગ્યા સુધી=૬૬ કલાક થયા.

૧૨ ક.:૬૬ ક.::૪મી:૨૨ મીનીટ પાછળ પડશે. પણ ૧૦ મીનીટ અગાડી મુકેલું છે તેથી ૨૨−૧૦=૧૨ મીનીટ પાછળ પડશે.

∴ ૬ કલાકમાં ૧૨ મી. ઓછી હશે. જવાબ.

(૮) ૧૦૦:૩૫૮ પૌં. ૧૫ શી.::૨$\frac{૧}{૪}$:$\frac{૫૩૧}{૬૪}$ પૌં.;
૧:૩૫૮ પૌં. ૧૫શી.::૫ પે.:$\frac{૧૪૭૫}{૧૯૨}$ પૌં.;

$\frac{૫૩૧}{૬૪}$ પૌં.−$\frac{૧૪૭૫}{૧૯૨}$ પૌં.=$\frac{૧૧૮}{૧૯૨}$ પૌં.=૧૨ શિ. ૩$\frac{૧}{૨}$ પે. ઓછા જવાબ.

(૯) ૧+૧$\frac{૧}{૨}$=૨$\frac{૧}{૨}$ ભાગ વચ્ચે ૫ પૌં. ૯ શિ. ૧૦$\frac{૩}{૪}$ પે. વેંહેંચવાના છે.

૨$\frac{૧}{૨}$:૧:: $\frac{૧૦૫૫}{૧૯૨}$ પૌં.:૨ પૌં. ૩ શિ. ૧૧$\frac{૧}{૨}$ પે.
૨$\frac{૧}{૨}$:૧$\frac{૧}{૨}$::$\frac{૧૦૫૫}{૧૯૨}$ પૌં.: ૩ પૌં. ૫ શિ. ૧૧$\frac{૧}{૪}$ પે.
} જવાબ.

(૧૧) ૧ વર્ષ:૨$\frac{૧}{૪}$:: ૫$\frac{૧}{૩}$: ૧૨ પૌં. વ્યાજ; ૧૦૦+૧૨=૧૧૨
૧૧૨:૮૧૦ પૌં. ૧૬ શિ. ૮ પે.::૧૦૦:૭૨૩ પૌં. ૧૯ શિ. ૨ પે. જ.

(૧૨) ૧૦૦ લો.:૩૪૩૦ લો.:: ૮૫$\frac{૧}{૨}$ પૌં: $\frac{૫૮૬૫૩}{૨૦}$ પૌં. ઉપજ્યા:

૯૮ : $\frac{૫૯૬૫૩}{૨૦}$ : : ૪ : $\frac{૫૯૬૫૩}{૪૯૦}$ પૌં. વ્યાજ ઉપજેછે.

૧૦૦ લો.: ૩૪૩૦ લો. : : $\frac{૭}{૨}$ : $\frac{૨૪૦૧}{૨૦}$ પૌં. વ્યાજ અગાઉ ઉપજતું હતું.

$\frac{૨૪૦૧}{૨૦}$ − $\frac{૫૯૬૫૩}{૪૯૦}$ = $\frac{૩૪૩}{૯૮૦}$ પૌં.=૦ પૌં. ૭ શિ. ઓછા ઉપજેછે જવાબ.

(૧૩) ૧ હંડ્રવેટ=૧૭૯૨ આંઉસ. ∴ ૯૩$\frac{૩}{૪}$ હં.=૧૬૮૦૦૦ આંઉસ.

૧૦૦૦ આં. : ૧૬૮૦૦૦ આં. : : ૧ ઘ. ફુ : ૧૬૮ ઘ. ફુટ પાણી ભરેલું છે.

૭×૮=૫૬ ચો. ફુ.; ઘનફળ÷ચો. ક્ષેત્રફળ=ઉંડાણ. ∴ $\frac{૧૬૮}{૫૬}$ =૩ ફુટ. જ.




(૧૪) अ, ब, क કાટખુણો થયો હવે—
કાટખૂણાની સામેની બાજુનો વર્ગ
કાટખૂણા વાળી બે બાજુના
વર્ગની બરોબર હોયછે માટે કાટખૂણાની સામેની બાજુના વર્ગમાંથી એક બાજુનો વર્ગ બાદ કરતાં બીજી બાજુનો વર્ગ આવે.

∴ ૭૮×૭૮=૬૦૮૪
−૫૫×૫૫=૩૦૨૫

ત્રીજી લીટીનો વર્ગ=૩૦૫૯.

$\sqrt[2]{૩૦૫૯}$=૫૫·૩ ફુ. જવાબ.

(૧૫) ૨૫૦૦
૩૦૦૦
૪૨૦૦
૯૭૦૦ માણસ

૯૭૦૦ : ૨૫૦૦ : : ૫૩૦ પૌં. : ૧૩૬$\frac{૫૯}{૯૭}$;
૯૭૦૦ : ૩૦૦૦ : : ૫૩૦ પૌં. : ૧૬૩$\frac{૯૧}{૯૭}$;
૯૭૦૦ : ૪૨૦૦ : : ૫૩૦ પૌં. : ૨૨૯$\frac{૪૭}{૯૭}$.
} જવાબ.

(૧૬) ૪$\frac{૧}{૨}$ વ. : ૧ વ.
૧૬૦૦ : ૧૦૦ } : : ૧૬૬ પૌં. : ૨$\frac{૧૧}{૩૬}$ પૌં. જવાબ.

(૧૭) ૩ ફુ, ૪$\frac{૧}{૨}$ ઈં=$\frac{૨૭}{૮}$ ફુ. ઉંડાઈ; ૪ ફુ. ૨$\frac{૧}{૪}$ ઈં=$\frac{૬૭}{૧૬}$ ફુ. લંબાઈ; ૨ ફુ. ૧$\frac{૩}{૪}$ ઈં=$\frac{૧૦૩}{૪૮}$ ફુ, પોહોળાઈ. દરેક પેટીને ૬ બાજુ હોયછે તેમાંની સામસામી બાજુ સરખી હોયછે માટે ત્રણ બાજુ (લં. પો. ઉં) નું ક્ષેત્રફળ કહાડીને તેના બમણા કરવાથી આખી પેટીનું ક્ષેત્રફળ આવશે.

( ૬૭/૧૬ × ૨૭/૮ + ૧૦૩/૪૮ × ૨૭/૮ + ૬૭/૧૬ × ૧૦૩/૮ ]×૨ = ૨૩૩૧૭/૩૮૪ ચો. ફુ. પેટીના પાટીઆનું ક્ષેત્રફળ. ૧ ચો. ફુ: ૨૩૩૧૭/૩૮૪ : : ૨૩/૪ પે: ૫૩૬૨૯૧/૧૫૩૬ પે. = ૧ પૌં. ૯ શી. ૧ ૨૨૧/૧૫૩૬ પે. જવાબ,

(૧૮) લંડનથી ઉપડનારી ટ્રેનને રસ્તામાં ૩ ક. ૧૫ મી. અને પોર્ટસ્મથથી ઉપડેલીને ૫ ક. ૧૫ મી. થયા. ધારો કે તે બે શેહેર વચ્ચે ૧૦૦ માઈલનું અંતરછે. તે લેખે લંડનવાળી ગાડી કલાકમાં ૪૦૦/૧૩ અને પોર્ટ્સમથ વાળી ૪૦૦/૨૧ માઇલ ચાલેછે. બંને મળી કલાકમાં ૪૦૦/૧૩ + ૪૦૦/૨૧ = ૧૩૬૦૦/૨૭૩ માઇલ ચાલેછે. પોર્ટ્સમથ વાળી ગાડી ૧૦ વાગતે ૫૦૦/૭ માઈલ ચાલી આવી હશે તે જતાં ૧૦૦ − ૫૦૦/૭ = ૨૦૦/૭ માઈલનું અંતર બે ટ્રેન સાથે કાપશે માટે ૧૩૬૦૦/૨૭૩ મૈ. : ૨૦૦/૭ મૈ. : : ૧ કલાક : ૩૪ ૭/૧૭ મીનીટ પછી તે બંને ગાડી ભેગી થઇ હશે. ∴ ૧૦ ક. ૩૪ ૭/૧૭ મીનીટ જવાબ.

(૧૯) ૧૦ મા. : ૧૨૦૦ મા. : : ૧ ક : ૧૨૦ કલાક=૫ દીવસમાં ઝડપથી ચાલનારૂં વાહાણ તે બંદરે પહોંચ્યું. ૫ દી+૧॥ દી.=૬॥ દીવસમાં બીજા વહાણે ૧૨૦૦ માઈલની મુસાફરી કીધી તે લેખે તે દરેક કલાકે ૭ ૯/૧૩ માઇલ ચાલ્યું હશે. ∴ ૭ ૯/૧૩ માઈલ જવાબ.

(૨૦) ૧૦૦ શિ. : ૧૫ શિ. : : ૧૧૦ શિ. : ૧૬ ૧/૨ શિલીંગ જવાબ.

(૨૧) ૧−( ૧૧/૧૩ + ૧/૧૫ ) = ૧૭/૧૯૫ ભાગનો તાર જમીન પરછે તેની લંબાઇ ૨૩૪ ૨/૩ યાર્ડછે માટે :— ૧૭/૧૯૫ ભા. : ૧ ભા. : : ૨૩૪ ૨/૩ યાર્ડ : ૨૬૯૧ ૧૩/૧૭ યાર્ડ જવાબ.

(૨૨) ૮૦૦+૭૫૬+૪૦૪=૧૯૬૦ ખલાસીમાંથી ૪૯૦ ખલાસીની સંખ્યા ભેગી કરવી છે. ∴ ૧૯૬૦ ખ: ૮૦૦ ખ : : ૪૯૦ ખ: ૨૦૦ ખ: પેહેલા ગામમાંથી—૧૯૬૦ : ૭૫૬ : : ૪૯૦: ૧૮૯ ખલાસી બીજા ગામમાંથી અને ૧૯૬૦ : ૪૦૪ : : ૪૯૦ : ૧૦૧ ખલાસી ત્રીજા

ગામમાંથી મંગાવવા પડશે. જવાબ.

(૨૩)**उबपू** કાટખૂણાની સામેની બાજુનો વર્ગ (**उब**)$^{૨}$ +(**बपू**)$^{૨}$ ની બરાબર છે. માટે (૯ મા×૬ ક)$^{૨}$= ૨૯૧૬ + {(૧૨×૬ ક)$^{૨}$=૫૧૮૪} =૮૧૦૦=(**उपू**)$^{૨}$
∴ √૮૧૦૦=૯૦ માઇલ **उपू** વચ્ચેનું અંતર જવાબ.
∴ બંને વહાણ વચ્ચેનું અંતર ૯૦ માઇલ જવાબ.

उ, ૯×૬, ब ૧૨×૬ पू

(૨૪) ૨ ઉં (લં+પો)=ઓરડાની બધી ભીંતનું ક્ષેત્રફળ.
૨×$\frac{૫૭}{૪}$(૨૦+૨૪)=૧૨૫૪ ચો. ફુટ ઓરડાની બધી ભીંતનું ક્ષેત્રફળ.
૮×$\frac{૨૧}{૪}$×૪=૧૬૮ ચો. ફુ. ચાર બારણાનું ક્ષેત્રફળ.
૧૦×$\frac{૨૦}{૩}$×૨=$\frac{૪૦૦}{૩}$ ચો. ફુ. બે બારીનું..........
$\frac{૧૩}{૨}$×૫=$\frac{૬૫}{૨}$ ચો. ફુ. રસોઇખાનાનું..............
} ૧૬૮+$\frac{૪૦૦}{૩}$+$\frac{૬૫}{૨}$=$\frac{૨૦૦૩}{૬}$ ચો. ફુ ક્ષેત્રફળ ૪બારણા.૨બારીઅને એક રસોડાનું આવ્યું તેટલી જગ્યાએ કાગળ ચોંટાડવાનો નથી માટે ઓરડાનું ક્ષેત્રફળ ૧૨૫૪ ચો. ફુ.—$\frac{૨૦૦૩}{૬}$ ચો. ફુ.=$\frac{૫૫૨૧}{૬}$ ચો. ફુ. ભીંતપર તેટલોજ કાગળ જોઇશે. $\frac{૫૫૨૧}{૬}$ ÷ $\frac{૫}{૨}$ કાગળનો પનો = $\frac{૫૫૨૧}{૧૫}$ ફુટ લાંબો કાગળ જોઈશે. પણ ૧ યાર્ડ=૩ ફુ. કાગળની કીમત $\frac{૪૫}{૪}$ પેન્સ બેસે છે તે લેખે $\frac{૫૫૨૧}{૧૫}$ ફુ. કાગળની કીમત=૫ પૌં. ૧૫ શી. ૦$\frac{૧}{૪}$ પે. જવાબ.

(૨૫) **अ** ૧ દીવસમાં $\frac{૫}{૩}$, **ब** $\frac{૭}{૯}$ અને **क** $\frac{૧૧}{૧૨}$ એકરની કાપણી કરી શકે છે. માટે બધા મળીને એક દીવસમાં $\frac{૫}{૩}$+$\frac{૭}{૯}$+$\frac{૧૧}{૧૨}$=$\frac{૧૨૧}{૩૬}$ એકરની કાપણી કરી શકે છે∴ $\frac{૧૨૧}{૩૬}$ એ. : ૧૨૧ એ.:: ૧ દી. : ૩૬ દી. જવાબ.

(૨૬) $\frac{૧}{૩}$ ભાગ ખર્ચ પેહેલાએ અને $\frac{૧}{૩}$×$\frac{૬}{૫}$=$\frac{૨}{૫}$ ભાગ ખર્ચ બીજાએ આપ્યો. બંને જણે મળી $\frac{૧}{૩}$+$\frac{૨}{૫}$=$\frac{૧૧}{૧૫}$ ભાગ ખર્ચ આપ્યો માટે ૧—$\frac{૧૧}{૧૫}$=$\frac{૪}{૧૫}$ ખર્ચ ત્રીજા માણસે આપ્યો. ∴ $\frac{૪}{૧૫}$ ખ. : ૧ અ

૨ પૌં. ૧૦ શી. : ૯ પૌં. ૭ શી. ૬ પે. જવાબ.

(૨૭) સોમવારના બપોરથી રવિવારની મધ્ય રાત સુધી=૬॥ દીવસના દરમ્યાનમાં તે ઘડીઆળ (૫ મી. ૪૦ સે.—૨ મી. ૫૧ સે=) ૧૬૯ સેકંડ ધીમું ચાલ્યું માટે ૬½ દિ. : ૧ દિ. : : ૧૬૯ સે. : ૨૬ સેકંડ ધીમું ચાલેછે. જવાબ.

(૨૮) $\frac{3}{2}$ ક. : ૧ ક. : : ૧ ટાંકી : $\frac{2}{3}$ ટાંકી પેહેલા નળથી ૧ કલાકમાં ભરાઈ માટે ૧ $-\frac{2}{3}=\frac{1}{3}$ ટાંકી બીજા નળથી એક કલાકમાં ભરાઇ. ∴ $\frac{1}{3}$ ટાં. : ૧ ટાં. : : ૧ ક. : ૩ કલાકમાં બીજા નળથી આખી ટાંકી ભરાશે. જવાબ.




(૨૯) अ ब क કાટખૂણો છે માટે $(૪૦)^2 \times (૩૦)^2=$ $(\text{अ क})^2$. ∴ (૪૦×૪૦)+(૩૦×૩૦)=૨૫૦૦

૨૫૦૦=$(\text{अ क})^2$ ∴ $\sqrt{૨૫૦૦}$=૫૦ ફુટ. अ क ની લંબાઇ જ૦

(૩૦) લશ્કરની ટુકડીનો પેહેલો માણસ તે મોહોલ્લામાં દાખખલ થયો ત્યારથી વખત ગણતરીમાં લેવો પડશે માટે ૧ માઈલ= ૫૨૮૦ ફુ+૩૪૨૦ ફુ=૮૭૦૦ ફુટ ચાલતાં જેટલો વખત લાગશે તે જવાબ:—૫૮૩.×૨॥.=૧૪૫ ફુ. ચાલતાં એક મિનીટ લાગે છે માટે ૧૪૫ ફુ.: ૮૭૦૦ ફુ. : : ૧ મી. : ૬૦ મી. અથવા ૧ કલાક જ૦

(૩૧) ૧૮ ફુ. લંબાઈ; $\frac{4}{3}$ ફુ. પોહોળાઇ; ૧૫ ઇં=$\frac{5}{4}$ ફુ. જાડાઈ. ૧૮×$\frac{4}{3}$×$\frac{5}{4}$=૩૦ ઘં. ફુટ લાકડું હતું તેમાંથી ૨½ ઘન ફુટનો કકડો કાપી લીધા પછી ૨૭½ ઘં. ફુ. બાકી રહ્યું તેને લાકડાની પોહોળાઈ તથા જાડાઇથી ભાંગતાં બાકીના કકડાની લંબાઇ આવશે. ∴ ૨૭½ ઘ. ફુ ÷ ($\frac{4}{3}$×$\frac{5}{4}$)=$\frac{33}{2}$=૧૬½ ફુટ. જવાબ.

(૩૩) ૧ છોકરાનું કામ=૧ મરદનું અડધું કામ ∴ ૧ છો=½

મરદ ∴ ૪૨ છો=૨૧ મરદ. $\left.\begin{matrix}\text{મરદ } ૨૧:૨૭ \\ \text{દિવસ } ૪૫:૨૮\end{matrix}\right\}$ :: ૧૦ કલાક:૮ક.જવાબ.

(૩૪) ૮ ગીની=૧૬૮ શી; ૧×$\frac{૩}{૪}$=$\frac{૩}{૪}$ ચો. યા. સેતરંજીની કીંમત ૩$\frac{૧}{૨}$ શી. બેસે છે તેથી. ૩$\frac{૧}{૨}$ શી. : ૧૬૮ શી. : : $\frac{૩}{૪}$ ચો. યા. : ૩૬ ચો. યા. વેચાતી લીધેલી સેતરંજી ૨૦ ફુ. લં. ×૧૬$\frac{૩}{૪}$ ફુ. પો.= ૩૩૫ ચો. ફુ.=$\frac{૩૩૫}{૯}$ ચો. યાર્ડ (ઓરડાનું ક્ષેત્રફળ) જમીનમાં પાથરતાં $\frac{૩૩૫}{૯}$ −૩૬=$\frac{૧૧}{૯}$ ચો. યાર્ડ=૧૧ ચો. ફુ. જમીન ખુલ્લી રહેશે–જવાબ.

(૩૫) ૨ ઊં. (લં.+પો.)=ઓરડાની ભીંતોનું ક્ષેત્રફળ=૨×૧૧×(૨૧+૧૫=૭૯૨ ચો. ફુ. ૯×૩×૨=૫૪ ચો. ફુ. બે બારીનું ક્ષેત્રફળ ૭×$\frac{૭}{૨}$=૨૪ $\frac{૧}{૨}$ ચો. ફુ એક બારણાનું ક્ષે. ફ. ૪×૪$\frac{૧}{૨}$=૧૮ ચો. ફુ. ચુલાપરની જગ્યાનું ક્ષે. ફ. બધું મળી ૫૪+૨૪$\frac{૧}{૨}$+૧૮=૯૬$\frac{૧}{૨}$ ચો. ફુ. પર કાગળ ચોંટાડવા નથી. માટે ૭૯૨—૯૬$\frac{૧}{૨}$=૬૯૫$\frac{૧}{૨}$ ચો. ફુ. પર કાગળ ચોંટાડવા છે. તેને કાગળની પોહોળાઇએ ભાંગીશું તેથી જોઈતા કાગળની લંબાઈ આવશે ૬૯૫$\frac{૧}{૨}$=$\frac{૧૩૯૧}{૨}$ ÷ $\frac{૯}{૪}$= $\frac{૨૭૮૨}{૯}$ ફુ. =$\frac{૨૭૮૨}{૨૭}$ યાર્ડ લાંબો કાગળ જોઈશું $\frac{૨૭૮૨}{૨૭}$ ÷ ૧૨ યાર્ડ= $\frac{૧૩૯૧}{૧૬૨}$ કાગળના કકડા જોઇશે. ૧ કકડા : $\frac{૧૩૯૧}{૧૬૨}$ ક. : : ૯ શી. : $\frac{૪૧૭૩}{૫૪}$ શી. કાગળની કીંમત બેઠી. ૧ ક. : $\frac{૧૩૯૧}{૧૬૨}$ ક. : : $\frac{૧}{૨}$ શી. : $\frac{૧૩૯૧}{૩૨૪}$ શી. કાગળ ચોંટાડવાની મજુરી. $\frac{૪૧૭૩}{૫૪}$+$\frac{૧૩૯૧}{૩૨૪}$=$\frac{૨૬૪૨૯}{૩૨૪}$ શી.=૪ પૌં. ૧ શી. ૬$\frac{૨૩}{૨૭}$ પે. જવાબ.

(૩૬) $\left.\begin{matrix}\text{કલાક. } ૪:૫ \\ \text{દિવસ. } ૧૫:૧૦ \\ \text{પૌંડ. } \frac{૧૭}{૮૦}:\frac{૧૫૩}{૪૦}\end{matrix}\right\}$ : : ૫ દીવા : ૭૫ દીવા. જવાબ.

(૩૭) ૨૬ ફુ. ૮ ઇં.=$\frac{૮૦}{૩}$ ફુ. લંબાઈ; ૧૨ ફુ. ૯ ઈં.=$\frac{૫૧}{૪}$ ફુ. પોહોળાઈ $\frac{૮૦}{૩}$×$\frac{૫૧}{૪}$×૧=૩૪૦ ઘનફુટ પાણી કાહાડી લેવું જોઇએ. જ૦

(૩૯) ૧૫૦૦ ગીની=૧૫૭૫ પૌં. વચલા છોકરાને છેલ્લા કરતાં વધારે મળ્યા. ૧૫૭૫+૫૦૦૦ પૌં.=પૌં. ૬૫૭૫ પેહેલા છોકરાને વધારે મળ્યા. ૧૫૭૫+૬૫૭૫=૮૧૫૦; ૧૭૯૦૦—૮૧૫૦=૯૭૫૦ પૌં. ત્રણ છોકરા વચ્ચે સરખે ભાગે વેંહેંચવા પછી વધારે મળે છે તે ઉમેરવા ૯૭૫૦÷૩=૩૨૫૦

છેલ્લા ભાઈને ૩૨૫૦ પૌં............ ⎫
વચલા......૩૨૫૦+૧૫૭૫=૪૮૨૫ ⎬ પૌં. જવાબ.
પેહેલા......૪૮૨૫+૫૦૦૦=૯૮૨૫ ⎭

(૪૧) ૧૬ સ્ત્રી=૯ મરદ ∴ ૯ સ્ત્રી=$\frac{૮૧}{૧૬}$ મરદ; $\frac{૮૧}{૧૬}$+૭=$\frac{૧૯૩}{૧૬}$ મરદ. મરદ $\frac{૧૯૩}{૧૬}$: ૯ મરદ : : ૧૪૪ દી. : ૧૦૭$\frac{૮૫}{૧૯૩}$ દિવસ. જવાબ.

(૪૨) ૩૩+૭+૫=૪૫ પાઉંડ.

૪૫ પૌં. : ૩૦ પૌં. : : ૩૩ પૌં. : ૨૨ પૌં. સુરોખાર. ⎫
૪૫ પૌં. : ૩૦ પૌં. : : ૭ પૌં. : ૪$\frac{૨}{૩}$ પૌં. કોયલા. ⎬ જવાબ.
૪૫ પૌં. : ૩૦ પૌં. : : ૫ પૌં. : ૪$\frac{૧}{૩}$ પૌં. ગંધક. ⎭

(૪૩) ૧૦ યા. ૨ ફુ.=$\frac{૩૨}{૩}$ યાર્ડ; ૭ યા. ૧ ફુ.=$\frac{૨૨}{૩}$ યાર્ડ; $\frac{૩}{૪}$ ફુ. =$\frac{૧}{૧૬}$ યાર્ડ $\frac{૨૨}{૩}$×$\frac{૩૨}{૩}$=$\frac{૭૦૪}{૯}$ ચો. યાર્ડ સેતરંજી જોઇએ; $\frac{૭૦૪}{૯}$÷$\frac{૩}{૪}$=$\frac{૨૮૧૬}{૨૭}$ યાર્ડ લાંબી સેતરંજી જોઇએ. ૧ યા. : $\frac{૨૮૧૬}{૨૭}$ યા. : : ૪$\frac{૧}{૨}$ શી. : $\frac{૧૪૦૮}{૩}$ શી. અથવા ૨૩ પૌં. ૯ શી. ૪ પે. જવાબ

(૪૪) ૭ કલાક=૩૫ મીનીટ; ૧૧ મી.: ૩૫ મી. : : ૧૨ મી. : ૩૮ $\frac{૨}{૧૧}$ મીનીટ જવાબ. ૭ કલાક ૩૮ $\frac{૨}{૧૧}$ મીનીટ.

(૪૬) દરેક દીવસનું કામ કાઢતાં **अ**+**ब**નું $\frac{૧}{૮}$, **ब**+**क** નું $\frac{૧}{૧૨}$ અને **अ**+**ब**+**क** નું $\frac{૧}{૬}$ કામ આવ્યું. હવે **अ**+**ब**+**क** ના એક દીવસના $\frac{૧}{૬}$ કામમાંથી **अ**+**ब** નું $\frac{૧}{૮}$ કામ બાદ કરતાં $\frac{૧}{૨૪}$ કામ **क** એક દીવસે કરે છે. તેમજ $\frac{૧}{૬}$+$\frac{૧}{૧૨}$=$\frac{૧}{૧૨}$=$\frac{૧}{૧૨}$ **अ** નું એક દીવસનું કામ ∴ **अ**+ **क**

એક દીવસમાં $\frac{૧}{૧૨}-\frac{૧}{૨૪}=\frac{૧}{૮}$ કામ કરે છે. ∴ $\frac{૧}{૮}$ કા. : ૧ કા. : : ૧ દિ. : ૮ દિ. જવાબ.

(૪૭) રાશ. પૌં. ૪૨૩. શિ. ૨ પે. ૬—મુદ્દલ પૌં. ૩૭૫=પૌં. $\frac{૩૯૫}{૮}$ વ્યાજ. ૩ વરશ. ૮ મહીના=૩$\frac{૨}{૩}$ વરશનું.

વરશ. ૩$\frac{૨}{૩}$: ૧: ⎫
પૌં. મુ. ૩૭૫: ૧૦૦ ⎭ $\frac{૩૯૫}{૮}$ પૌં. વ્યાજ:૩$\frac{૧}{૨}$ પૌં. જવાબ.

(૪૮) ધારો કે શેશના ૨ વધ્યા; ૨×૬=૧૨ ભાજક; ૧૨×૬=૭૨ ભાગાકાર. ૨+૧૨+૭૨=૮૬; ૮૬ સ: ૫૧૬ સ : : ૨ શેશ: ૧૨ શેશના હોવા જોઈએ ૧૨×૬=૭૨ ભાજક. ૭૨×૬=૪૩૨ ભાગાકાર; ૪૩૨×૭૨+૧૨=૩૧૧૧૬ ભાજ્ય. જવાબ.

(૪૯) ૨૪ ક. : ૭$\frac{૧}{૨}$ ક. : : ૩$\frac{૧}{૨}$ મી. : ૧$\frac{૩}{૩૨}$ મી.
૧૨ માં ૧$\frac{૩}{૩૨}$ મી. ઓછી જવાબ.

(૫૦) ૪૫૫૦ પૌં.+૫૪૨૦ પૌં.=૯૯૭૦ પૌં; ૧૦૦ : ૫૪૨૦ : : ૧:૫૪$\frac{૧}{૫}$ પૌં. બીજી રકમપર વધારે બેઠા. ૪૫૩−૫૪$\frac{૧}{૫}$= ૩૯૮$\frac{૪}{૫}$; ૯૯૭૦ : ૧૦૦ : : ૩૯૮$\frac{૪}{૫}$ : ૪ જવાબ. ૪ અને ૪+૧=૫ ટકા.

(૫૧) ૫૧૬ પૌં. ૭ શી. ૩ પે.−૫ પૌં. ૨ શી. ૩ પે.=૫૧૧ પૌં. ૫ શી=$\frac{૨૦૪૫}{૪}$ પૌં.

$\frac{૨૦૪૫}{૪}$ પૌં. : ૧૦૦ પૌં. ⎫
૩ મહીના:૧૨ મહીના. ⎭ ૫ પૌં. ૨ શી. ૩ પે. : ૪ ટકા જવાબ.

(૫૨) $\frac{૪}{૧૦૦૦}\times\frac{૧૦૦૦૦}{૫}=૮$ ઉપલી રકમનો જવાબ.

૨. ૪૨૩૨૩૨૩
૩. ૫૭૬૫૭૬૫
૨. ૦૦૦૧૯૧૧ ∴ $\frac{૮}{૮}=૧$ જવાબ.

૭. ૯૯૯૯૯૯૯ =૭. ૯=૭$\frac{૮}{૮}$=૮ છેદની રકમ.

(૫૩) (૯૦ યા.+૩૦ યા. ૨ ફુ. ૩ ઇં.)×૨=૨૫૧ યા. ૧ ફુ. ૬

ઈં=$\frac{૪૮૩}{૨}$ યાર્ડ ૪ ભીંતની લંબાઈ. ૮ ફુ. ૪ ઈં.=$\frac{૨૫}{૯}$ યાર્ડ પોહોળી ભીંત ચણાવવી છે. $\frac{૪૮૩}{૨}\times\frac{૨૫}{૯}=\frac{૪૦૨૫}{૬}$ ચો. યા. ભીંત ચણાવવી છે. ૧ ચો. યા. : $\frac{૪૦૨૫}{૬}$ ચો. યા. : : ૬ શી. : ૨૦૧ પૌં. ૫ શી. જવાબ.

(૫૪) ૭૫:૧૦૦૦૦ : : ૩ : ૪૦૦ પૌં. પ્રથમ આવક; ૭૫ : ૧૦૦૦૦ : : ૭૮ : ૧૦૪૦૦ પૌં. ઉપજ્યા; ૨૦૮ : ૧૦૪૦૦ : : ૮ પૌં : ૪૦૦ પૌં. પછીની આવક. વળી પ્રથમ પણ એટલીજ આવક હતી માટે આવકમાં કંઈ ફેર પડયો નહીં જવાબ.

(૫૬) अ+ब. ૪ દિ. માં ૧ કા. કરે ∴ ૧ દિ. માં $\frac{૧}{૪}$ કામ કરે છે, ब+क ૫$\frac{૩}{૪}$ દિ.............................................$\frac{૪}{૨૩}$.........
अ+क ૪$\frac{૩}{૫}$ દિ.............................................$\frac{૫}{૨૩}$.........
∴ ૨ (अ+ब+क) ૧ દિ. માં $\frac{૧}{૪}+\frac{૪}{૨૩}+\frac{૫}{૨૩}=\frac{૫૯}{૯૨}$ કામ કરે છે ∴ $\frac{૫૯}{૯૨}\div$ ૨=$\frac{૫૯}{૧૮૪}$ अ+ब+क નું ૧ દિ. નું કામ. ∴ $\frac{૫૯}{૧૮૪}-\frac{૧}{૪}=\frac{૧૩}{૧૮૪}$ क નું $\frac{૫૯}{૧૮૪}-\frac{૪}{૨૩}=\frac{૧૭}{૧૮૪}$ अ નું અને $\frac{૫૯}{૧૮૪}-\frac{૫}{૨૩}=\frac{૧૯}{૧૮૪}$ ब નું ૧ દિવસનું કામ $\frac{૧૭}{૧૮૪}$ કા. : ૧ કા. : : ૧ દિ. : ૬ $\frac{૨૨}{૨૭}$ દિ. अ ને; $\frac{૧૩}{૧૮૪}$ કા. : ૧ કા. : : ૧ દિ. : ૯$\frac{૧૩}{૧૯}$ દિ. ब ને અને $\frac{૧૯}{૧૮૪}$ કા. : ૧ કા. : : ૧ દિ. : ૧૪$\frac{૨}{૩}$ દિ. क ને આખુ કામ કરતાં લાગશે. જવાબ.

(૫૭) ૧૦ મા. : ૬ મા. : : ૧ ક. : ૩૬ મીનીટમાં न ૬ માઈલ ચાલશે. અને म એક કલાક=૬૦ મીનીટમાં ૬ માઇલ ચાલે છે. તેથી ૬ માઇલને અંતરે જવાનું હોય તો म કરતાં न (૬૦−૩૬=) ૨૪ મીનીટ વેહેલો પોંહોંચે. પણ ૨ કલાક મોડો નીકળ્યો તે તથા ૪ કલાક વેહેલો પોંચ્યો તે મળી ૬ કલાક=૩૬૦ મીનીટ વેહેલો પોંચ્યોછે. ∴ ૨૪ મી. : ૩૬૦ મી. : : ૬ મા. : ૯૦ માઈલ જવાબ.

(૫૮) ધારો કે ૧૫ સે. ફ. ૧ પે. નાં ૩ લેખે ૫ પેન્સ આપીને લીધાં. અને તેટલાંજ એટલે બીજાં ૧૫ એક પે. નાં ૨ લેખે ૭$\frac{૧}{૨}$ પે.

